# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીદાન એકાદશી (પરિવર્તિની એકાદશી વ્રત)



અનુક્રમણિકા



રાગ બિભાસ :-

જય જય જય શ્રીવલ્લભલાલ;

જાગીયે રસ ભરૈ મોહન વલ્લભ અતિ કૃપાલ।। ૧ ।।

ભક્ત આયૈ સબ શ્રીમુખ નિરખત, કરત અમૃતપાન;

વલ્લભદાસ પ્રિય જય જય મોહન, વારૌં તનમન પ્રાણ।। ૨ ।।





સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને શ્રીદાન એકાદશીની અનેકાનેક વધાઈ પાઠવે છે. આજના શુભ દિવસે દશદિગંત વિજયી શ્રીપુરુષોત્તમચરણનો ઉત્સવ (સં. ૧૭૧૪) છે. શ્રીમહાપ્રભુજી, શ્રીગુંસાઈજી, અને અન્ય આચાર્યો દ્વારા જે કોઈપણ ગ્રંથ પ્રકટ કરેલ છે, તે ગ્રંથો પર આપશ્રીએ ટીકા પ્રકટ કરીને તે વાણીમાં રહેલ ગાંભિર્યને શાસ્ત્રોના પ્રમાણ દઈને સરલ બનાવી આપણા જેવા અબોધ જીવો પર મહાન કૃપા કરી છે. આજના પવિત્ર દિવસે આપણે સૌ આ વિરલ આચાર્યને દંડવત્ કરીએ.

સાથેજ આ પખવાડીયામાં અનેક વૈશિષ્ટ્ય ઉત્સવો છે. શ્રીવામન દ્વાદશી (શ્રીવામન જયંતી), સાંઝી, શ્રાદ્ધ પક્ષ, મહાનુભાવ શ્રીહરિરાયચરણનો ઉત્સવ (સં.૧૬૪૭) છે. જે તેની (શ્રીપ્રભુ)ની સમીપ લઈ જાય તે ઉત્સવ. આઓ, આપણે પણ આવા શુભ દિવસોએ શ્રીપ્રભુના સમીપ જઈએ અને તત્-સુખ મેળવવાનો પ્રયાસ કરીએ.

એક સમયની વાત છે. શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણ પોતાની શ્રીબેઠકમાં બિરાજમાન છે. પંચોળીજી આપશ્રીની સન્મુખ બેઠા છે. સં.૧૬૯૪ ચૈત્ર વદિ ૮નો શુભ દિવસ છે. ત્યારે પંચોળીજી શ્રીગોકુલેશજીને વિનમ્ર ભાવે વિનંતી કરે છે કે '**જે મહારાજ! જીવને કશો અપરાધ પડે તો શું કરે ?**'

ત્યારે શ્રીચતુરશિરોમણી શ્રીમદ્ ગોકુલેશપ્રભુ આજ્ઞા કરે છે, 'જે ભગવદ્ આશ્રય રહે તો તે અપરાધ નિવર્ત્ત થાય'. આપશ્રી આ વિષયને આગળ વિસ્તાર કરે છે.

કોઈ વ્યાપારી હતો. તે પરદેશ ગયો હતો. ત્યાંથી ઘણા દિવસે પોતાના ઘરે આવ્યો. ત્યારે તેની સ્ત્રી-પત્નીએ કહ્યું કે, જે સૂરતના વાહન ભરીને આવ્યા છે ?, ત્યારે તે ઘડીએ વ્યાપારી ઉઠીને ચાલ્યો. જ્યાં રત્નાકર સમુદ્ર હતો, તેના કાંઠે જઈ પ્રાર્થના કરી બેઠ્યો. ત્યારે કોઈ એક દિવસે ભગવદ્ ઈચ્છાએ એક નાવ ભરી આવ્યોં તે હાથ ચાર ઉપર હતો. ત્યારે તે વ્યાપારી લેવા ગયો. પણ નાવ પાછૂં ફરી ગયું. ત્યારે આકાશવાણી થઈ, ''જે તેં ધીરજ મૂક્યું તે નાવ પાછી ફરી ગઈ.''

વળી કેટલાએક દિવસે ધીરજ ધરીને રહ્યોં, કોઈ એક દિવસે નાવ રતને ભરી આવી, ત્યારે તે નાવને પાછૂં ઠેલવા લાગ્યો પણ ફરે નહીં. આગળ આવી ઠલવાયું. પછે ઘેર લઈ ગયો. **એહવું ધીરજ ભગવત્ જનને જોઈને.**

**સમજ :-** મહાભારત શાંતિપર્વમાં સુભાષિત છે કે ધૈર્ય એ ધર્મની નિસરણી છે. નિસરણી ઉપર પગ મૂક્યા વગર ધાર્મિક જીવનમાં પ્રવેશ કરાતો નથી. વળી સમતા એ ધૈર્યનો હેતુ છે. સુખ-દુઃખ, સંપત્તિ-વિપત્તિ, સ્તુતિ-નિંદા વગેરે સમયે ચિત્તની સમતા જાળવવી. તેવા જીવે ભગવાનનો દૃઢ આશ્રય રાખવો તેથી ધીરજ ધરવી, જેથી ભગવદ્ ભાવરૂપી નિધિ નાવની પ્રાપ્તિ થાય છે. શ્રીમહાપ્રભુજી પણ વિવેકધૈર્યાશ્રયમાં આજ વાત આજ્ઞા કરે છે.





**પ્રશ્ન :** આજે આપણે જે પુષ્ટિમાર્ગ જોઇ રહ્યાં છીએ, તેનો વિસ્તાર, વ્યાપ ખૂબજ વધી ગયેલ છે. પણ શ્રીમહાપ્રભુજીના સમયમાં આવું ન'હતુ. મારે આજે વિનંતી કરવી છે કે શું જેમ શ્રીમદ્ આદ્યશંકરાચાર્ય આસેતુ–હિમાચલ સાર્વજનીન છે તેમ આચાર્ય શ્રીમહાપ્રભુ વલ્લભાચાર્ય સાર્વજનીન થયા નથી તેનું કારણ વૈષ્ણવોએ એક સ્થિર પુષ્ટિમાર્ગીય સંપ્રદાય બાંધ્યો અને તે સંપ્રદાય શ્રી વલ્લભાચાર્યને માને છે તેનું આ પરિણામ માની શકાય કે નહિ ?

**જવાબ :** પુષ્ટિમાર્ગીય સંપ્રદાય રુદ્ર સંપ્રદાય કહેવાય છે, એટલે કે પુષ્ટિમાર્ગીય સંપ્રદાયના આદ્ય પ્રવર્તક શ્રીમહાદેવ રુદ્ર છે. તેથી તેમના અવતાર શ્રીશંકરાચાર્ય આસેતુ– હિમાચલ (રામેશ્વરથી હિમાલય સુધી) પ્રસિદ્ધ હોય તેમાં આપણે ઈર્ષા કરવા જેવું કાંઈ પણ નથી. સાથે જ શ્રીશંકરાચાર્ય પુષ્ટિમાર્ગીઓના આદ્ય સંપ્રદાય સ્થાપક શ્રીમહાદેવજીના અવતાર છે તેથી શ્રીશંકરાચાર્યના સંપ્રદાયનું અનુસરણ કરવાનું પણ પ્રાપ્ત થતું નથી. કેમ કે આ તો કેવળ સંપ્રદાયના આદ્ય–પ્રર્વતકના અવતાર છે. પણ સંપ્રદાયના સાક્ષાત આરાધ્ય ભગવાન શ્રીકૃષ્ણના અવતાર બુદ્ધ ભગવાનને પણ વૈદિક મતાનુયાયીઓ નમન – અભિવંદન કરવા છતાંય અનુસરણ કરતા નથી. તેનું કારણ તેમના દ્વારા ઉપદિષ્ટ (ઉપદેશેલ) માર્ગ વેદાદિ શાસ્ત્રને અનુકૂળ નથી. સાક્ષાત વેદોની જ નિંદા પણ આસુરવ્યામોહનાર્થ ભગવાને બુદ્ધરૂપે કરી છે, તેમજ માયાવાદના ઉપદેશમાં પુષ્ટિમાર્ગ સંપ્રદાયના પરમ આરાધ્ય ભગવાન શ્રીકૃષ્ણના રૂપ અને આકારને મિથ્યા, માયિક અને કલ્પિત માનેલ હોવાથી આપણે પુષ્ટિમાર્ગીઓ શ્રી શંકરાચાર્યના મતને અનુસરતા નથી.

(૨) તેમજ બીજી વાત આમાં લક્ષમાં રાખવાની આ છે કે આસેતુ – હિમાચલ પ્રસિદ્ધ થવું એ કાંઈ કોઈ પણ સિદ્ધાન્તની વાસ્તવિકતા કે ઉત્તમતાની આધ્યાત્મિક ગેરંટી હોય જ તેવું કહી ન શકાય. નહીં તો શ્રીશંકરાચાર્ય કરતાંય બૌદ્ધ મત ચીન, જાપાન, લંબા આદિ લગભગ આખી દુનિયામાં ઈસાઈ મત જેટલો વ્યાપક મત કે ધર્મ બીજો કોઈ નથી. તો તે ઈસાઈ મત બધાથી ઉત્તમ અને સત્યતમ ગણાશે, અને શ્રીશંકરાચાર્યનો મત એટલો વિશ્વવિખ્યાત ન થઈ શકયો તેનું કારણ તેમના અનુયાયીઓનું એક સ્થિર સંપ્રદાય બાંધવું .

અને કેવળ શ્રીશંકરાચાર્યને જ માનવું થયું એમ ગણાશે. જનગણનાના આધારે લઈએ તો ચીન અને દક્ષિણ – પૂર્વ એશિયાના સાઈઠ – સિત્તેર કરોડ માણસો અને રશિયા ને પૂર્વ યુરોપના ત્રીસેક કરોડ માણસો એમ મળીને લગભગ એકાદ અબજ માણસો જો સામ્યવાદ અને માર્કસને માનતા હોય તો તેની તો અડધી સંખ્યા પણ શ્રીશંકરાચાર્યના અનુયાયીઓની નથી. તેથી કાંઈ સામ્યવાદ ઉત્તમોત્તમ કે સત્યતમ સિદ્ધાન્ત નથી ઠરતો. આવી ગણના રાજકારણમાં શાસન મેળવવામાં નિર્ણાયક માની શકાય પણ આધ્યાત્મિક વિકાસમાં કે ફિલસૂફીની ગહરાઈથી તેનો કશો પણ સંબંધ નથી. વિશ્વમાં આસેતુ–હિમાચલ પ્રસિદ્ધિ ઘણી ઓછી પ્રસિદ્ધિ ગણાય.

(૩) ત્રીજી વાત આ લક્ષમાં રાખવાની છે કે પુષ્ટિમાર્ગીય સંપ્રદાયને ઘેટાંઓની માફક જો આટલા બધા મુંડ કે ઝુંડ ન અનુસરતા હોય તો તેમાં કશું સંપ્રદાય કે શ્રીવલ્લભાચાર્યનું અગૌરવ નથી બલ્કે મહાન ગૌરવ છે. કોહીનૂર તો આખી દુનિયામાં એક જ છે અને તેનું અગૌરવ નહી પણ મહાન ગૌરવ છે. પુષ્ટિમાર્ગ એ ભગવત્કૃપાનો માર્ગ છે અને એ





ભગવત્કૃપા શાકભાજીની જેમ ફૂટપાથ ઉપર ગલીએ ગલીએ અને શેરીએ શેરીએ વેચાતી ન મળતી હોય તો એમાં ઓછું માનવા જેવું કશું પણ નથી. ભગવત્કૃપા રસ્તે રઝળતી તો ન જ મળે ! અને મળે તો એની મહાત્તા શું ?

એક સુભાષિતમાં કહેવામાં આવ્યું છે કે, વરસાદમાં જેમ દેડકાઓ બધે ટરર, ટરર કરે છે તેમ કલિયુગમાં સર્વત્ર વેદાન્તીઓ વેદાન્તનો ઉપદેશ આપતા થઈ જશે. દેડકાઓ જેવી ગતિ પુષ્ટિમાર્ગની ન થાય તે તો પુષ્ટિમાર્ગ ઉપર સાચે જ ભગવાનની કૃપા જ માનવી અને જો આવી ગતિ થાય તો એમ સમજવું કે પુષ્ટિમાર્ગના પાંચસો વર્ષ ખરેખર પૂરાં થઈ ગયાં.

શ્રીશંકરાચાર્યના અદ્વૈતમતના પ્રખર વિદ્વાન શ્રીહર્ષ પોતાના 'ખંડનખંડવાદ્ય' નામક ગ્રંથમાં કહે છે કે સમગ્ર સાંસારિક ભયોને નિવૃત્ત કરનારા અમાર મત (અદ્વૈત સિદ્ધાંત)ના સંસ્કાર જગતમાં ઈશ્વરના અનુગ્રહી થકી બે ત્રણ માણસોને જ હૃદયારૂઢ થઈ શકે.

**इश्वरानुग्रहादेषा पुंसामद्वैतवासना ।**

**महाभयकृतत्राणा द्वित्रीणामेवजायते ॥**

જયારે જ્ઞાનમાર્ગીય સિદ્ધાંતો પણ સાચી રીતે બે ત્રણ માણસોને જ હૃદયારૂઢ થતા હોય અને તે પણ ઈશ્વરાનુગ્રહ થકી જ તો સ્વયં ઈશ્વરાનુગ્રહના સિદ્ધાંત એટલે કે પુષ્ટિમાર્ગ તો જગતમાં એક માણસને પણ હૃદયારૂઢ થાય તો પણ ઘણું સમજવું.

(૪) શ્રીમહાપ્રભુજીનો તો સિદ્ધાંત જ આ છે કે બધા જ જીવો ભગવદિચ્છાનુસાર પોતપોતાના માર્ગ ઉપર ચાલે છે. જેવો જે જીવમાં પ્રભુએ બીજભાવ સ્થાપિત કર્યો હોય તે જ માર્ગનું તે જીવ અનુસરણ કરે. તેથી 'પુષ્ટિ–પ્રવાહ–મર્યાદા–ભેદ' ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજી વિભિન્ન બીજભાવ અને વિભિન્ન માર્ગ, તેમજ પોતપોતાના માર્ગાનુસાર વિભિન્ન સાધનાચરણ અને વિભિન્ન ફળ અને તે થકી વિભિન્ન જીવોનું તારતમ્ય છે તેવું નિરૂપણ કરે છે. બધા જ જીવો પુષ્ટિમાર્ગીય કે મર્યાદામાર્ગીય કે પ્રવાહમાર્ગીય નથી થઈ શકતા, પણ પોત પોતાના અધિકારાનુસાર જ જુદા જુદા માર્ગોનું અનુસરણ કરતા હોય છે. પુષ્ટિમાર્ગના નામે ટોળાં ભેગાં કરીને અન્તે ટોળાંને ખુશ કરવાના ચક્કરમાં પુષ્ટિસિદ્ધાંતોનો જ ભંગ કરતા લોકો આજકાલ પ્રવચનોમાં જોવા મળે છે.

પુષ્ટિમાર્ગ ભગવત્કૃપાના સિદ્ધાંતનો માર્ગ હોઈ તેના ઉપર જ અવલંબિત છે, તેથી ભગવદિચ્છાનુસાર સહજ જે માર્ગમાં રુચિ લઈને આવે તે જ સાચો અધિકારી, તે જો દુર્લભ હોય તો એ પુષ્ટિમાર્ગની દુર્લભતાનું જ પ્રમાણ છે, ન કે તેની કોઈ ઊણપતું. આવો પાકો નિર્ધાર આપણા હૃદયમાં ન રહેવાથી 'જલભેદ' માં ઉપદેશેલ આજ્ઞાને ભૂલી જયાં મળે ત્યાં પુષ્ટિમાર્ગ સાંભળવાનો જે રાફડો ફાટયો છે તેથી પાપાત્માઓ આપણા પુષ્ટિમાર્ગીઓની સમક્ષ આપણા જ મુધરાષ્ટક જેવા ગ્રન્થો ઉપર પ્રવચન કરીને પુષ્ટિમાર્ગીય જનતાને ભોળવવા માટે સાક્ષાત શ્રીમહાપ્રભુજીને પણ 'પાપી' કહેવાનું





ચૂકતા નથી અને આપણે પુષ્ટિમાર્ગીઓ પણ ડોકું હલાવીને આવાં ભૂડાં વિધાનો સાંભળી અને સાંખી લઈએ છીએ. પ્રભુ આવી સાર્વજનીતા પુષ્ટિમાર્ગની ન કરે તો જ સારું !

(૫) આપણે જોઈ ગયા કે આસેતુ–હિમાચલ પ્રસિદ્ધ ન હોવું તે કાંઈ પુષ્ટિમાર્ગની ઊણપ નથી, પણ દિવ્યતા અને દુર્લભતાનું પ્રમાણ છે, છતાંય વિશ્વમાં જે સ્થિર સંપ્રદાયને બાંધવાનો અને શ્રીવલ્લભાચાર્યને માનવાનો જે અલ્પ પ્રસિદ્ધિના કારણરૂપે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે બાબતનો પણ કાંઈક વિચાર કરવો જોઈએ.

શ્રીશંકરાચાર્ય પોતાના ઉપનિષદ ઉપરના ભાષ્યના લખાણનો પ્રારંભ કરતાં **"ૐ નમો બ્રહ્માદિભ્યો બ્રહ્મવિદ્યા સંપ્રદાય કર્તુભ્યો વંશઋષિભ્યો નમો ગુરુભ્યઃ"** કહેતા હોય છે. તેથી સિદ્ધ થાય છે કે શ્રીશંકરાચાર્ય પણ પોતાની જાતને એક સ્થિર સંપ્રદાય સાથે બાંધવા માંગે છે. હવે જો તેમના જ અનુયાયીઓ પોતાને સ્થિર સંપ્રદાયમાં બંધાવવું યુકત ન ગણતા હોય તો આવા સ્વચ્છંદ અને અસ્થિર ચિત્તવાળા અનુયાયીઓને પોતે શ્રી શંકરાચાર્ય એમના ભગવદ્‌ગીતા ઉપરના ભાષ્યમાં ગાળો પણ ભાંડે છે.

**"आत्महा स्वयं मूढो अन्यांश्च व्यामो; हयति शास्त्रार्थ संप्रदासरहितत्वात् श्रुमाकिनूश्रुतकल्पनांच कुर्वन् तस्माद् असंप्रदार्यावत् सर्वशास्त्रविदपि मूर्खवदेवोपेक्षणिय, (गीता शांकरभाष्य १३/२)"**

અનુવાદ : આત્મઘાતી તે પોતે મૂઢ છે અને બીજાઓને બનાવવા માંગે છે. કેમ કે સંપ્રદાય અનુસાર તેને શાસ્ત્રનો અર્થ કરતાં આવતો નથી, તેથી જે કાંઈ સાંભળતાં આવ્યા છીએ તેનો ત્યાગ કરી કદી ન સાંભળી હોય એવી કલ્પનાઓ (શાસ્ત્ર પ્રવચનમાં) કરે છે. તેથી જે શાસ્ત્ર પ્રવચનકાર) સંપ્રદાયને સારી રીતે જાણી વળગી ન રહેતો હોય તે બધા જ શાસ્ત્રોના જ્ઞાતા હોય તો પણ તેવી વ્યક્તિની મૂર્ખ માણસની જેમ ઉપેક્ષા કરવી જોઈએ.

આ બે વચનોથી શ્રીશંકરાચાર્ય તો સ્થિર સંપ્રદાય બાંધીને ચાલનારાઓને જ બુદ્ધિમાન ગણે છે. સ્વચ્છંદ વિચારકોને નહીં એમ સિદ્ધ કરી આપે છે. અલબત્ત કળિયુગના પ્રભાવથી શ્રીશંકરાચાર્યના પણ અનુયાયીઓ હવે પોતાના આદ્ય આચાર્યની ગાળોને ભૂલીને પણ નિર્લજ્જ થઈ મન ફાવે તેમ આધુનિક શ્રોતાઓને ખુશ કરવા માટે વ્યાખ્યાનો કરે છે. પણ તેથી ધાર્મિક જગતમાં વૈચારિક સ્વચ્છંદતા આવે છે અને તે ધર્મના મૂળ ઉપર આઘાત કરે છે. તેથી જ શ્રી મહાપ્રભુજીએ 'જલભેદ' ગ્રન્થમાં કેવા વકતા પાસે સિદ્ધાંત સાંભળવો તેનું સ્પષ્ટીકરણ કર્યું છે. પણ આસેતુ–હિચાચલ ખ્યાતિ મેળવવાની ઈચ્છાવાળા વકતાઓ, ધર્મના નામે અસંગત વિચારોનો પ્રચાર કરી, પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોની આજ સુધીની શ્રીવલ્લભાચાર્ય અને તેમના સંપ્રદાયમાં રહેલી અડગ, શ્રદ્ધાને, નામ લીધા અગર શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંતોને વગોવી–વગોવી, આદિ–મધ્ય–અન્તમાં કયારેક કયારેક 'શ્રીવલ્લભાચાર્ય ભકિતના બાદશાહ છે,'' આવી ખોટી પ્રશંસા કરતા હોય છે. પણ વૈષ્ણવોનું એ કર્તવ્ય છે કે આવી ફૂટનીતિથી ભરેલા ધર્મોપદેશથી બચવું જોઈએ કેમ કે કેવળ અલ્લાહ – અલ્લાહ અથવા તો કેવળ રામ, કૃષ્ણ, શિવ, ગણપતિ આદિ ઈશ્વરના નામો લેનારાઓની પોતપોતાના સંપ્રદાયાનુસાર ઈશ્વરમાં જેટલી સાચી નિષ્ઠા હોય છે, તેટલી ઈશ્વર કે અલ્લાહમાં ભેદ ન





ગણનારાઓની મોટે ભાગે સાચી નથી હોતી. એવાઓને નથી નિસ્બત ઈશ્વર સાથે કે નથી નિસ્બતચ અલ્લાહ સાથે. એટલે બન્ને એક જ છે એમ કહેતાં પણ એવાઓને જોર નથી પડતું. દુનિયામાં ખરાબ વસ્તુ છે, ઈશ્વર કે અલ્લાહના નામ ઉપર ઝઘડવું, પણ 'અલ્લાહ' કુરાનશરીફમાં ઈશ્વરને જેવી રીતે વર્ણવવામાં આવ્યો છે તેવું રૂપ ઈશ્વરનું આંખો સમક્ષ આવે છે. દાખલા તરીકે તે ઈશ્વર મહાન છે, આપણાં પાપોને ક્ષમા કરનારો છે, મહાન રહમદિલ છે ( પણ તેનો કોઈ રામ, કૃષ્ણ કે ગણપતિ અથવા મહાદેવજી જેવો આકાર કે બીજા કોઈની પણ સાથે પિતા–પુત્ર, મિત્ર–પતિ જેવા સંબંધ નથી.) કુરાનમાં સાફ કહ્યું છે કે 'લમયલિવલમયૂલદ' એટલે કે નથી તે કોઈનો દીકરો કે નથી તેને કોઈ દીકરો. આ પણ એક સ્વરૂપ છે ઈશ્વરનું, અને તે ભકતોના પોતાના અધિકારાનુસાર હૃદયારૂઢ પણ થાય જ છે. જ્યારે મુસલમાનો નમાઝ પઢતા હોય ત્યારે જો ''ઈશ્વર અલ્લાહ તેરે નામ'' કહીને રામ કૃષ્ણ કે મહાદેવની છબી ધ્યાનમાં આવે તો કુરાન દ્વારા પ્રતિપાદિત ઈશ્વરના સ્વરૂપમાં કોઈ પણ મુસલમાનનું ચિત્ત એકતાન થઈ શકે નહીં.

તેમજ આપણે ત્યાં જ્યારે આપણે જન્માષ્ટમી કે રામનવમીને દિવસે દિવ્ય ઉત્સાહથી ભરપૂર થઈ શ્રીરામ કે શ્રીકૃષ્ણના પલના ઝુલાવતા હોઈએ અને પોતાના કરેલા અનેકવિધ પાપોની ક્ષમાયાચનાની ઈચ્છા પલના ઝૂલના ભગવાન પાસે જો તે ક્ષણે થાય તો આપણા ભક્તિરસમાં નિશ્ચિત રસાભાસ થયા વગર રહે નહીં. એટલે કહેવાનો મુદ્દો એટલો જ છે કે જેમ આખી દુનિયામાં બધા જ માણસોના એક જ ચહેરા–મહોરા થઈ જાય, તેમજ બધાના વ્યવહાર–વિચાર અને ભાવનાઓ પણ એક જ થઈ જાય તો કેટલા બધા કલહ મટી જાય ! પણ આવી દુનિયા બધાને જ એટલી બધી નીરસ શુષ્ક અને વ્યર્થ લાગશે કે બધા મરી જવાનું પસંદ કરશે, જીવ્યા કરતાં ! વિવિધતામાં રસ રહેલો છે પણ આ રસ તથાકથિત જ્ઞાનીઓને નથી સમજાતો કે નથી પસંદ પડતા, તેથી જ ભેદને મટાડવા મથામણ કરતા રહે છે. પણ અંતે બધી જ મથામણ કરીને થાકે ત્યારે અભેદ જ્ઞાનનો ઉપદેશ આપવા એક નહી, બે નહી, પણ આસેતુ–હિમાચલ જેટલા શ્રોતા અથવા તો શિષ્યો મળે તો પણ ઓછા જ લાગે. કદી પણ ગુરુ–શિષ્ય કે શાસ્ત્રી–શ્રોતાના અનિવાર્ય ભેદથી પેટ ભરાય નહીં પણ ઉપદેશ ચાલતો રહે કે – 'હું અને તું નો ભેદ મિથ્યા છે, બંધન અને મુક્તિનો ભેદ મિથ્યા છે, સંપ્રદાય અને ધર્મોના ભેદ મિથ્યા છે. શ્રીશંકરાચાર્ય અને શ્રીવલ્લભાચાર્યનો ભેદ મિથ્યા છે ! છતાંય એક ભેદ તો ત્રિકાલવર્તી સત્ય છે અને તે ભેદ છે શ્રોતા અને ઉપદેશકનો ! જો આ ભેદ મટી જાય તો દુનિયામાં કેટલા બધા ઝઘડાઓ, કેટલી બધી સાંપ્રદાયિક ઈર્ષ્યા અને સ્પર્ધાની લાગણીઓ મટી જાય! પણ જ્યારે આ શ્રોતા અને ઉપદેશકનો આવો ભયંકર ભેદ નથી મટવાનો ત્યારે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો ઓછામાં ઓછું એક સ્થિર પુષ્ટિમાર્ગીય સંપ્રદાય બાંધીને રહે તેમાં ખાસ કંઈ વાંધા જેવી વાત એમને દેખાતી નથી.

તેથી કોઈ પણ પ્રકારના મેદને છોડવા માટે અંતે કોઈ ઉપદેશકને માનવો જ જો પડતો હોય તો આપણી પાસે એટલે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો પાસે મહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યને માનવામાં કોઈ પણ જાતનો વાંધો નથી.

**" ભૂલ નિજ જાય મન અનત મેરો ! "**





**પ્રશ્ન :** પુષ્ટિમાર્ગ વ્રજચોર્યાસીકોસની યાત્રા શા માટે ?

**જવાબ :** આજકાલ કેટલાક લેખકો પુષ્ટિમાર્ગની પોતપોતાની રીતે વ્યાખ્યા કરે છે. કોઈ કહે છે કે ભગવાનની કૃપા પ્રાપ્ત કરવાનો માર્ગ એટલે પુષ્ટિમાર્ગ. પરંતુ વાસ્તવિકતા અનુસાર આ વ્યાખ્યા પર્યાપ્ત નથી. જીવાત્માનું પોષણ ભગવત્અનુગ્રહથી જ થાય છે. જેમ દેહનું પોષણ અન્ન–જલ–વાયુથી થાય છે, જેમ વિચારોનું પોષણ આચરણથી થાય છે, જેમ એક નવજાત બાળકનું પોષણ માતાના દૂધથી થાય છે, એવી જ રીતે જીવાત્માનું પોષણ પરમાત્માના અનુગ્રહથી થાય છે. સર્વ જીવાત્માઓ પરમાત્માનો જ અંશ છે. તથા પરમાત્મા, જો અનુગ્રહશીલ છે તો એ તમામ જીવાત્માઓને પોતાના અનુગ્રહને પાત્ર બનાવશે. એટલે બધા જ જીવાત્માઓ પુષ્ટીમાર્ગીય હશે અથવા તો કોઈ પણ નહી હોય.

વસ્તુતઃ મહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યજી જયારે પુષ્ટિમાર્ગ એક સંપ્રદાય તરીકે આપણી સામે મૂકે છે ત્યારે એનો અર્થ એવો નથી કે એમણે પ્રવર્તાવેલા સંપ્રદાય પર ચાલવાવાળાનું જ પરમાત્મા પોતાના અનુગ્રહથી પોષણ કરશે. બીજા કર્મ, જ્ઞાન, ભક્તિ – પ્રવચનના માર્ગો પર ચાલનારા વિભિન્ન ધર્મસંપ્રદાયોમાં માનનારાઓનું ભગવાન પોતાની કૃપાથી પોષણ નથી કરતા એવો શ્રીમહાપ્રભુજીનો સિદ્ધાંત નથી.

શ્રીમહાપ્રભુજી એવો વિવેક દર્શાવે છે કે વિવિધ ધર્મમાર્ગ પર ચાલવાવાળાઓમાં અધિકારરૂપ બીજભાવ હોય જ છે. એટલે દરેક જીવાત્મા કોઈપણ માર્ગ પર યાત્રા કરવાને અધિકારી હોય છે. પરંતુ કોઈ પણ જીવાત્મા દરેક માર્ગ પર યાત્રા કરવાને અધિકારી હોતો નથી. કયા જીવાત્માએ કયા માર્ગ પર ચાલવું ઘટે તે નિયામક પરમાત્મા દ્વારા જીવાત્મામાં આરોપિત બીજભાવ દ્વારા જ નક્કી થઈ શકે. પરમાત્મા પોતાની કૃપાથી જે રીતથી જીવાત્મામાં બીજારોપણ કરે છે, તે માર્ગ પ્રતિ જીવાત્મામાં સહજ આકર્ષણ પેદા થાય છે, અને તે માર્ગ પર ચાલવાના અધિકાર જેવો બીજભાવ પરમાત્માના અનુગ્રહનું જ રૂપ છે.

અનુગ્રહના અનેક રૂપો છે. જેવી રીતે કંસ – શિશુપાળ જેવા દુષ્ટ જીવાત્માઓ પર પરમાત્માનો અનુગ્રહ ક્ષમાસ્વરૂપે પ્રગટ થાય છે. તેમના અનેક દુરાચારો અને અપરાધોને લક્ષમાં ન લેતાં તેમને ક્ષમા આપે છે. આ પણ એક પ્રકારની પુષ્ટિ અથવા તે જીવાત્માનું પોષણ જ છે. શાસ્ત્રવિહિત કર્મોનું નિષ્કામ અનુષ્ઠાન કરવાવાળા પર તેમના કર્મ, જ્ઞાન યા ભક્તિને અનુરૂપ પરમાત્મા પ્રસન્ન થઈને અર્થાત્ તુષ્ટમાન થઈને પોતાની પુષ્ટિને પ્રકટ કરે છે. સાધકોના પોતાના કર્મ, જ્ઞાન, ભક્તિ વિરક્તિ, તપ, શૌચાદિ શ્રેયઃ સાધનોથી પણ અધિક ફળનું દાન કરી શકે છે.

કૃષ્ણાવતારના સમયમાં બધા વ્રજવાસીઓ નિઃસાધન જીવ હતા એમ ભાગવતમાં કહ્યું છે. દિવસમાં ગોધણ ચરાવતા તથા ગૃહસ્થીના કાર્યમાં વ્યસ્ત રહેતા તથા રાત્રે થાકીને લોથપોથ થઈ સૂઈ જનારા વ્રજજનોની વચ્ચે ભગવાનશ્રીનું પ્રાકટય એ વાતનું નિર્દેશન કરે છે કે પરમાત્માએ વ્રજવાસીઓને નિઃસાધનતામાંથી ઉગારી લીધા. આવા નિઃસાધન જીવો જયારે ભગવદ્ભકત અને પ્રભુઅનુરાગી બની જાય છે ત્યારે શ્રીમહાપ્રભુજી એમ કહે છે કે અહીં કારણભૂત સાધન નથી પરંતુ પરમાત્માની પુષ્ટિ–અનુગ્રહ જ એમાં રહ્યો છે. શ્રીપ્રભુની કૃપા વગર કાંઈ વિકસી શકે નહીં.





જીવાત્માની ભીતરમાં જયારે નિષ્કામ અને મક્કમ પરમાત્મ પ્રીતિનો પ્રાદુર્ભાવ થાય છે ત્યારે તે કેવળ ભગવતકૃપાનું જ સુફળ છે. આમ પુષ્ટિમાર્ગની વાસ્તવિક વ્યાખ્યા આવી થઈ શકે :

ચોર્યાસી લાખ યોનિઓમાં ભટકયા પછી જીવાત્મામાં રહેલો આ બીજભાવ જે નિષ્કામ તથા દ્દઢ ભગવદાસક્તિમાં અંકુરિત થઈ શકે તથા પરમાત્મકૃપાથી જે માર્ગનું દર્શન થાય તે જ પુષ્ટિમાર્ગ છે. પરમાત્માની શુદ્ધપુષ્ટિથી જ આવી શુદ્ધપુષ્ટિ ચોર્યાસીકોશના વ્રજમંડલમાં કૃષ્ણાવતારના સમયમાં કૃષ્ણલીલામાં તેમના ભક્તો માટે પ્રગટ થઈ હતી એટલા માટે આજે પણ પુષ્ટિમાર્ગીય જીવો (સાધકો) પોતાના પુષ્ટિપ્રભુની તે પુષ્ટિલીલાની અનુભૂતિ કરવા માટે તેને જોવા સાંભળવા માટે મનન તથા નિદિધ્યસન કરવા માટે વ્રજચોર્યાસી કોશની યાત્રા દરેક વર્ષે કરે છે.

જે રીતે રાસલીલામાં શ્રીકૃષ્ણ અંતર્ધ્યાન થઈ જતાં ગોપીઓ તેને વૃંદાવનની કુંજગલીઓમાં શોધતી હતી, તેવી જ રીતે આજે પણ ભક્ત વ્રજચોર્યાસી કોસમાં પોતાના પરમપ્રિય કનૈયાને શોધતા ફરે છે અને તેને એવો અનુભવ ચોક્કસ થાય છે કે **“સદા વ્રજ હી મેં કરત વિહાર!”** આત્મા જયારે ચોર્યાસી લાખ યોનિઓમાં વિહાર કરીને પણ જે પરમાનંદની પ્રાપ્તિ કરી શકયો નથી ત્યારે પરમાત્મા જે પોતે વ્રજવિહારી બન્યો છે, ત્યારે તમે જ કહો, ચોર્યસી કોસના વ્રજમંડળને છોડીને તેને બીજે કયાં શોધવો? આમ પુષ્ટિમાર્ગ વ્રજભકતતોની ભાવનાઓ અનુસાર વ્રજભૂમિમાં વ્રજવિહારીની શોધનો માર્ગ છે.

જા થલ કિન્હેં વિહાર અનેકન

તા થલ બૈઠિ કાંકરી ચુન્યો કરે

જા રસના સોં કરી બહુ બાતન

તા રસના સોં ચરિત્ર ગુન્યો કરે.

આલમ જિન સે કુંજન મેં કરી કેલી

તહાં અબ શીશ ધુન્યો કરે

નૈનન મેં જે સદા રહતે તિનકી

અબ કાન કહાની સુન્યો કરે

આજ વિરહ–વ્યથા અને તીવ્રતમ ઉત્કંઠાની સાથે પ્રત્યેક પુષ્ટિ જીવ દરેક વર્ષે વ્રજવિહારીની કથા સાંભળતા, કુંજોમાં શીશ ધુણાવતા, રસના (જીભ)થી રસમધુર ચરિત્રોનું રસાસ્વાદન કરતા, વૃજવિહારીના વિહારના સ્થળોના કાંકરાઓને ચુંબન કરીને વ્રજયાત્રાને પોતાની જિંદગીનું પરમ સૌભાગ્ય ગણે છે.





**પ્રશ્ન :-** આપણા શ્રીચતુર્થદ્વારથી આપશ્રી (શ્રીગુરુદેવ શ્રીસુરેશ બાવાશ્રી)ની સાન્નિધ્યમાં લીલી પરિક્રમા ક્યારે કાઢવાના છો ? ન કાઢવા માંગતા હોય તો શા માટે નહીં ? અને અન્ય કાઢે છે, તેમાં અમારે ન જવું તેવું આપ કહો છો- શા માટે એવું ? કોઇ કારણ દર્શાવો તો આપશ્રીની મહદ્ કૃપા.

**જવાબ :-** દુષ્કાળ બે પ્રકારના હોય છે, એક સૂકો અને બીજો લીલો. અત્યારે આ યુગની ભોગવાદની અને પૈસાની અતિવૃષ્ટિએ એટલું બધું લીલું કરી દીધું છે કે આ જગતમાં હું ડૂબકી મારીને લીલી પરિક્રમાને ક્યાં શોધવા ઉતરૂં ? તેથી મને તો મારી લીલી પરિક્રમા નથી મળતી. પરંતુ એક વાતની આપના હૃદયમાં તદ્દન સ્પષ્ટતા કરી લેજો કે મેં લીલી પરિક્રમા અથવા કોઇપણ યાત્રા-પરિક્રમા જેવાં આયોજનોમાં જતા લોકોને કદીએ રોક્યાં નથી, અને રોકતો નથી ! રહ્યોં પ્રશ્ન-વૈષ્ણવોને લીલી પરિક્રમાનું સ્વરૂપ, પ્રયોજન, પ્રકાર અને ઇતિહાસ જાણવાનો- તો તે શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઇજીની વાણી અને તેઓશ્રીના ૮૪ અને ૨૫૨ વૈષ્ણવો જ બતાવી શકે છે, જે આપ જાણી લેશો અને બીજું, તો આપના પ્રશ્ન પ્રમાણે લોકો જો મારા એટલા આજ્ઞાંકિત હોય કે મારા રોકતાં, રોકાઇ જતા હોય અને મારા કહેતાં, કરતા થઇ જતા હોય તો મને અને તમને આવું કહેવાનો સમય આવ્યો હોત

**'રામરાજ્ય આયૌ અબૈ દુધન કરહું સનાન (સ્નાન,**

**લોક સબૈ સુખ ચૈન અરુ ધરમ કરમ પરમાન.'**

ઉપરોક્ત પ્રશ્નોના સમાધાન આપણે અમૃતનું આચમન અને પ્રશ્નોત્તરી પુસ્તકમાંથી પ્રાપ્ત થાય છે. આજે આપણે મનમાં મુંજાતા રહીએ છીએ, કારણકે ઘણી ખરી કહેવાતી પુષ્ટિમાર્ગીય સંસ્થાનો તો આજે વ્રજપરિક્રમાને વ્યાપારીક ધોરણે ને બંડપોકારીને કરાવી રહ્યાં છે. સંપ્રદાયના વ્યાપારીક ધોરણે પ્રચાર-પ્રસાર કરી રહ્યાં છે. પણ માર્ગનો સાચો અર્થ આપણે ભૂલી ગયા છીએ અથવા તો ભૂલાવી દેવામાં આવ્યાં છે. પણ આ લઘું માધ્યમ દ્વારા આપણે શ્રીમહાપ્રભુજીની વાણીના આધારે આપણે સાચો નિર્ણય કરવાનો પ્રયાસ કરીએ.

## દાનકૌ પદ

**રાગ દેવગંધાર** :- હમાર દાન દેહો ગુજરેટી ।।

બહુત દિનન ચોરી દધી વેચ્યો, આજ અચાનક જોરી ।। ૧ ।।

અતિ સતરાત કહા ઘો કરેગી, બડે ગોપ કી બેટી;

કુંભનદાસ પ્રભુ ગોવર્ધનધર, ભૂજ ઓઢની લટેડી ।। ૨ ।।

**રાગ સારંગ** :- ગ્વાલીની મીઠી તેરી છાછ ।।

કહા દૂધમેં મેલી જમાયો, સાંચી કહો કિન બાછી ।। ૧ ।।

ઓરે ભાંતિ ચિતેવો તેરો, ભ્રાંહ ચલત હૈ આછી ।।





એસો ટકઝક કબહુ ન દેખ્યો, તુજે રહી કછી કાછી ।। ૨ ।।

રહસિ કાન્હકર કુચ ગહી, પરસત ભૂજો પરતિ હૈ પાછ ।।

પરમાનંદ ગોપાલ આલીંગી, ગોપ વધુ હરી નાછ ।। ૩ ।।

## વામન દ્વાદશીકૌ પદ

રાગ સારંગ :- બલી રાજાકૌ સમર્પણ સાચૌ ।।

બહુત કહ્યું ગુરુ શુકદેવતા, મન દ્રઢ આપ કહિ કાચો ।। ૧ ।।

યશ કરત હૈ જોકૈ કારજી, સો પ્રભુ આપહી જાચ્યૌ ।।

પરમાનંદ પ્રસન્ન ભયે હરિ, જો જનકૌ જાનત હૈ સાચ્યૌ ।। ૨ ।।

*આજના આ અંકમાંથી આપણે અંગ્રેજીમાં પ્રકટ લેખમાળાને ફરીથી મુદ્રિત કરીએ છીએ. જેથી તે લેખમાળાનો લેખ આપણે હવે નિયમિત માણી શકીશું. અને હવે આવનાર અનેકવિધ ઉત્સવોની ફરીથી અનેકાનેક વધાઈ.*

ભાવત્ક :- દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)



***શ્રીમહાપ્રભુજીના ઠાકોરજી શ્રીનાથજી, અને આપણા શ્રીઠાકોરજી શ્રીમહાપ્રભુજી. આપણે સેવા કરી શ્રીમહાપ્રભુજીને રીઝવીએ તો આપણા શ્રીઠાકોરજી શ્રીનાથજી આપણી સાથે વાતો કરે. સીધા શ્રીનાથજીને આપણે કદાપી ન રીઝવી શકીએ. ૨૬***

***'શ્રીવલ્લભ: શરણં મમ' એ મન્ત્રનો હાલ પાઠ કરનારાઓ શ્રીમહાપ્રભુજીના સ્વરૂપને નથી સમજતાં. શ્રીકૃષ્ણથી શ્રીમહાપ્રભુજીને ભિન્ન જાણ્યા ત્યારે તેમને મૂલ છોડી નવો મંત્ર બોલવાની વૃત્તિ થઇને? તેવી જ રીતે શ્રીમહાપ્રભુજીનું અલગ ચિત્ર પધરાવી ભોગ ધરે છે, તે પણ શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ નથી સમજતા. વસ્તુસ્થિતિ એ છે કે આચાર્ય સ્વરૂપે શ્રીમહાપ્રભુજી આરોગતા જ નથી. આપશ્રીનું આચાર્યસ્વરૂપ તો "યજ્ઞકર્તા" સ્વરૂપ છે અને આપે અંગીકાર ન કર્યું હોય તે લેવાય એટલે બુદ્ધિ બગડે. ૨૯***

***-નિ.લી.ગો શ્રીરણછોડલાલજી મહારાજશ્રી રાજનગર (અમદાવાદ)વાળાનાં વચનામૃત.***





II શ્રીગોકુલેશો જયતિ II

## ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૫ ભાદરવા સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૫ ભાદરવા વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

અગસ્ત ૩૧ ૨૦૦૯ થી સપ્ટેમ્બર ૧૫ ૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-ભાદરવા સુદ | સોમ | અગસ્ત-૩૧ | **શ્રીદાન એકાદશી-પરિવર્તિની એકાદશી વ્રત। દશદિગંત વિજયી શ્રીપુરુષોત્તમચરણનો ઉત્સવ (સં.૧૭૧૪)** |
| ૧૨ | મંગળ | સપ્ટેમ્બર-૧ | **શ્રીવામન જયન્તી। શ્રીચતુર્થ પીઠાન્તર્ગત શ્રીઆચાર્ય ગૃહરૂપ શ્રીગોકુલનાથજીના મંદિરમાં શ્રીપ્રભુને પંચામૃતના સમયે કુલગત શ્રીપુરાણી સંકલ્પ કરાવે અને શ્રીવામનસૂક્ત, પુરુષસૂક્તનો પાઠ કરે.** |
| ૧૩ | બુધ | ૨ | આજથી સાંઝી પ્રારમ્ભ, ૧૬ દિવસ સુધી |
| ૧૪ | ગુરુ | ૩ | શ્રીઅનન્ત ચતુર્દશી. |
| ૧૫ | શુક્ર | ૪ | |
| ૧-ભાદરવા વદ | શનિ | ૫ | આજથી શ્રાદ્ધ પક્ષનો પ્રારમ્ભ. (નિર્ણય ટિપ્પણી પૃષ્ઠ ૨૬ ૫૨ જોવું) |
| ૨ | રવિ | ૬ | |
| ૩ | સોમ | ૭ | |
| ૪ | મંગળ | ૮ | |
| ૫ | બુધ | ૯ | મહાનુભાવ શ્રીહરિરાયચરણનો ઉત્સવ (સં.૧૬૪૭) |
| ૬ | ગુરુ | ૧૦ | |
| ૭ | શુક્ર | ૧૧ | |
| ૮ | શનિ | ૧૨ | |
| ૯ | રવિ | ૧૩ | |
| ૧૦ | સમ | ૧૪ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*

**વિપ્રો પશ્ચિમ બુદ્ધિવાળા (અવસર ગયા પછી બુદ્ધિ આવે તેવા) હોય છે.** (શ્રીસુબોધિનીજી ૩-૨૧-૨૬)





*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

## ગુરુ શિક્ષા - ૨૩

# પ્રશ્નોત્તર - ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

***પ્રશ્ન :- ગુરુદેવ! દેશ અને વિદેશમાં રહેલી આપણી સૃષ્ટિનો વિસ્તાર (સંપ્રદાય) ક્યાં સુધી છે? હવે પછી આ અંગે આપશ્રી ભવિષ્ય માટે શું વિચારો છો?***

***ગુરુદેવ! એક બીજો પ્રશ્ન પણ છે, આપશ્રીની કૃપાથી આપશ્રી સન્મુખ પ્રકટ કરું છું. કૃપા કરી સમાધાન-માર્ગદર્શન કરશો! ધર્મ સંદેશ પહોંચાડવો, ઓડીયો-વીડિયો કેસેટ બનાવવી, લીટરેચર, સ્ટીકર્સ, ચાંદીના સિક્કા, વિવિધ પ્રકારનાં સ્લોગન, કીટબેગ, સેવા માટેના પ્રકાર પર પ્રકાશ પાડતું-વ્રજ પરિચય તથા મહત્વ દર્શાવતું સાહિત્ય તૈયાર કરી સેવકો સુધી પહોંચાડવા માટે વિચારવું ન જોઇએ?***

<u>શ્રીગુરુદેવ</u> :- વિદેશોમાં રહેલી આપણી સૃષ્ટિ કે તેના ભવિષ્યનો જે પ્રશ્ન આપે કર્યો છે- આ બાબતમાં મારી વ્રજભાષામાં આવેલો એક શિખામણનો દોહરો આપને કહેવા માંગું છું -

સાધૌ આંગન બૈઠકૈ બહુરી સમ્હારૌ કાજ,
કાલ્હિ આનકૈ કીજીયૈ કરહું આપનૌ આજ.

એટલે કે સજ્જન, પોતાના ઘર આંગણે બેસી ઘરના બધાં કામકાજ વ્યવસ્થિત કરી લેવાં જોઇએ, બહાર કે બીજાનું કાંઇ હિત સાધવું હોય તો તે ત્યારે જ કરી શકાય કે જ્યારે પોતાનું આત્મહિત સિદ્ધ કરી લીધું હોય.

તેથી ઘર-આંગણે જે કાંઇ છે તેની વાત કરીએ. હજી ઘરમાં જ એટલે કે આપણા દેશમાં એટલે કે સાબરકાંઠા-ખેડા-પંચમહાલ, વગેરે સ્થળોમાં જ એટલું બધું કાર્ય કરવાનું છે કે જેને કરતાં કદાચ પાર નહીં પડે, તો દૂરના દેશોની ક્યાં ચર્ચા કરીશું? છતાં ય મારા અનુભવની એક વાત કરું કે વિદેશમાં રહેતાં-તેમાંય બબ્બે-ત્રણ ત્રણ દાયકાથી **states** અને અન્યત્ર રહીને પણ લોકો માત્ર 'જૈ જૈ શ્રીગોકુલેશ'ના આધારે જ ટકી રહ્યાં છે, તે ખરેખર તેઓનું અને આપણું સદ્ભાગ્ય છે. આપણા ઘરના આ સેવક-વૈષ્ણવોને માર્ગનો બોધ, પ્રણાલિ કે પરંપરાનો બોધ વધુ નહીં હોય પણ તેઓ આસ્થાથી વધુ સ્પષ્ટ છે અને જ્યારે તેઓ પાસે આપણા ધર્મની સીધી-સાદી-સાચી વાત કરવામાં આવે તો તેને સમજવા પણ તૈયાર રહે છે. મુશ્કેલી તો ઘર આંગણે ઊભી છે કે જ્યાંનું વાતાવરણ એકબાજુ ધર્મજ્ઞાનના અભાવથી ધુંધવાયેલું છે અને બીજી બાજુ લોકો ધર્મની હકીકતને જાણી જોઇને





સમજવા માંગતા નથી. શ્રીગોકુલેશના સેવકો કહેવડાવી શ્રીગોકુલેશને જ જાણવા-સમજવા-ઓળખવા-સ્વીકારવા અને સમર્પણ કરવા તૈયાર થતાં ન હોય તો તે આપણા દુર્ભાગ્યની વિડંબણા અને પરિસ્થિતિની વિચિત્રતા કોને કહેવા બેસીશું? જ્યાં સિદ્ધાંત **sense**ને બાજુમાં રહેવા દ્યો પણ **legal sense** અને **common sense**થી પણ નથી સમજાતું કે પોતાના આ ધાર્મિક સ્થળોને 'ચતુર્થકુમાર શ્રીગોકુલનાથજીના મંદિરો' કહેવાથી આ સ્થળો જે તે ગામના સમાજની સાર્વજનિક **(public)** મિલ્કત જ રહેશે કે તેઓના કહેવાતા શ્રીગુરુદેવ સુરેશબાવા પચાવી પાડશે!! જ્યાં લોકોને આ ભેદ ન સમજાતો હોય કે શ્રીચતુર્થપીઠ અને શ્રીચતુર્થકુમાર કોણ છે- જ્યાં આપણને આવી અતિ સામાજ્ય વાત પણ નથી સમજાતી કે સામાજિક સંસ્થાઓ કેવી રીતે ચલાવવી અને ધાર્મિક સંસ્થાઓ કેવી રીતે ચલાવવી. જ્યાં સામાજિક સંસ્થાઓને ચલાવવામાં તો સમાજના કાયદાનો ભંગ ન કરાતો હોય પણ જ્યાં ધાર્મિક સંસ્થાઓમાં ઉઘાડે છોગે ધાર્મિક નિયમોનો ભંગ કરી ધર્મના આદ્ય સંસ્થાપક શ્રીમહાપ્રભુ, શ્રીગોપીનાથ પ્રભુ, શ્રીગુસાંઇજી, શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજીનું હડહડતું અપમાન કરાતું હોય, જ્યાં મંદિરોનું સંચાલન વૈષ્ણવવર્ગના સંસ્કાર, શિક્ષણ અને શરણાગતિ તથા ભક્તિની વૃદ્ધિ માટે કે પાયાની આ ચાર વાતોના આધારે નહિં, પરંતુ ધનિકવર્ગ અને મંદિરમાં અપાતી ભેટ-દાનની રકમ અને તે રકમ આપનાર દાનકર્તાઓની સમજ, વિચાર, ઇચ્છા અને અહંકાર પ્રમાણે ચલાવવામાં આવતાં હોય, જ્યાં <u>પ્રસાદ અને પ્રસાદી વસ્તુઓના નામે પતિતપાવન અને પવિત્ર કરનારું ઉચ્છિષ્ટરૂપી (અધરામૃતરૂપી) મહાપ્રસાદ જનસાધારણને ભેદ-બુદ્ધિ રાખ્યા વગર મળે, તેની જગ્યાએ પૈસાની સામે રકમના આંકડા પ્રમાણે લડ્ડુ, બુંદી, મોહનથાળ, મઠડીના હકદાર થવાતું હોય અને જ્યાં ઉપરણાં-ઇકલાઇની વહેંચણી અહં-મમની હુંસાતુંસીનું પ્રતિક બની ગયું હોય</u> અને જેનો ભગવદ્-કૃપા અને તે કૃપાના સાચા અધિકારી વૈષ્ણવજન સાથે કોઇ લેણદેણ ન રહી હોય-એટલું જ નહિં, પણ જ્યાં પૂજ્યચરણ આચાર્યોએ આપણને આપણા પારિવારિક, કૌટુમ્બિક અને સામાજિક વ્યવસ્થામાં પણ ધાર્મિક્તા લાવવા માટે પણ શિખામણ આપી હોય ત્યાં-ધર્મ અને ધાર્મિક સ્થળોમાં પણ મારી મચોડીને સામાજિકતા ઠોકી બેસાડી દેવામાં આવી હોય તે સ્થળોમાં અને તે વૈષ્ણવ સમાજમાં સાચા વૈષ્ણવધર્મનું ક્યાં અને કેવી રીતે પુન:જાગરણ કરી શકાય તે વિચારતાચ કમસેકમ હું તો ખૂબ જ બેચેન અને વ્યથિત થઇ જાઉં છું. <u>જે પુષ્ટિમાર્ગ અને પુષ્ટિમાર્ગીય સ્થળોમાં જ્યાં ભગવદ્ સુખની બોલબોલા હોવી જોઇએ ત્યાં આજે વૈષ્ણવસુખની જ બોલબોલા થવા લાગી છે</u>. જ્યાં પ્રાચિન કાળના પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ-સમાજની દરેક પ્રથા-પરંપરા અને ચેષ્ટાઓને ધર્મનું રૂપ આપવામાં આવતું હતું, ત્યાં આજની વાત તો જવા દો પણ આપણા પૂજ્ય શ્રીમહાપ્રભુજીના ૮૪, અને શ્રીગુસાંઇજીના ૨૫૨ વૈષ્ણવ મહાનુભાવોની વાર્તાઓમાં આવેલા પ્રસંગો અને તે પ્રસંગોમાં રહેલી તે મહાનુભાવ ભક્તોની કેવળ ભગવદ્ સંબંધી ચેષ્ટાઓને પણ સમાજ સેવાનો રંગ આપી પોતાની લાભ-પૂજા, સ્વાર્થ-સિદ્ધિ માટે આજના દુષિત અને ધૃણિત રંગમાં તેનું સામાજિકીકરણ કરી અતિ હીન કોટીના પ્રયાસો કરવામાં આવતા





હોય તો આપ અને આપણા ઘરના આપના જેવા તમામ લાગણીશીલ વૈષ્ણવ હૃદયની વેદના સાથે સ્વીકારશો જ કે આપણા પોતાના ઘરમાં જ શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઇજી અને દાદાજી શ્રીગોકુલનાતજીએ બતાવેલું કેટલું બધું કાર્ય બાકી રહેલું છે? બાકીતો, એક જગ્યાએ વચનામૃતમાં આપણા માર્ગના એક પૂજ્ય આચાર્યશ્રીએ આજ્ઞા કરી છે- *''ઔર અભી હમારે કૃત્ય દેખતે તો એક દિનહુ નાંહી નિભે, નિત્ય સોવેં હૈ, નિત્ય ભોજન કરે હૈ, નિત્ય ગપોડા મારે હૈ-ઔર ચૈન ઉડાવેં હૈ-એ હમારે ચરિત્ર હૈં કે સો પલંગડી વારે હી પાર લગાવેંગે.''*

તમારા બીજા પ્રશ્ન માટે પ્રથમ તો હું અમારા વ્રજમાં એક કહેવત કહું છું-

**ખૂંટા ગાઢ્યૌ ખિરકમેં કૌન બાંધવે જાય**

**બાબા બૈઠૌ ખાટપૈ હુક્કા લે સમુજાય.**

એનો મતલબ એવો છે કે પશુ રાખવાવાળા ગોવાળિયાની ગમાણ હોય અને ત્યાં પશુઓને બાંધવા માટે ખૂંટા રોપેલા હોય, તે ખુંટા સાથે સવાર-સાંજ પશુંઓને બાંધવા પડે, ખોલવા પડે, પશુંઓને ખવડાવવું-પીવડાવવું પડે, સાફ-સફાઇ કરવી પડે વગેરે. ત્યાં જ ગોવાળિયો મોટાઇથી ખાટલા ઉપર બેસી હૂંક્કો ફૂંક્યાં કરે અને આવતા-જતાં બધાને ગમાણમાં કામ કરવાનો હુકમ આપ્યાં કરે તો વિચારો કે કોણ કામ કરશે? અર્થાત્ મારા કહેવાનો આશય એવો છે કે કોણ કોને બતાવે અને કોણ કોના બતાવ્યા પ્રમાણે શું કરવા બેસે? આપણા ઘરનું કાર્ય છે-આપણા શ્રીમહાપ્રભુજીનું કાર્ય છે-આપણા શ્રીદાદાજીનું કાર્ય છે તેમ વિચારીને આપણે પોતે જ જવાબદારી ઉપાડી લેવાની છે. લોકો જે કાંઇ કહેતા હોય, પણ મારા પરિચયમાં આવ્યાં બાદ એટલી તો આપને પણ ખાતરી થઇ હશે કે મારા ઘરના દ્વાર શ્રીમહાપ્રભુજીના કાર્ય માટે અડધી રાત્રે પણ ખૂલ્લાં હોય છે અને દેવકીનન્દન દેહ-ઇન્દ્રિય-પ્રાણ-અંત:કરણ અને આત્માથી શ્રીમહાપ્રભુજી-શ્રીદાદાજીના કાર્ય માટે અહર્નિશ સમર્પિત છે-

**મહેરબાઁ હોકર બુલા લેના મુજે ચાહે જિસ વખ્ત**

**મૈં ગયા વખ્ત નહીં જો ફિર ન આ સકૂં.**

રહી વાત, તમારા સૂચવેલા કાર્ય કરવાના જુદા જુદા પ્રકારોની. તો તે બાબતમાં થોડાક સમય પહેલાં બનેલા ચીન દેશના ઇતિહાસની વાત કરૂં. ચીન દેશમાં જ્યારે માઓએ દેશ વ્યાપી ચળવળ શરૂ કરી તે વખતે તે દેશમાં ઘણી બધી સમસ્યાઓ હતી. તેમાં મુખ્ય સમસ્યા હતી-જનજીવનમાં વ્યાપ્ત વ્યસનની કુટેવો અને દેશવ્યાપક બિમારી. તેનો સામનો કરવા માટે માઓએ પોતાનું ખમીર વેચ્યા વગર કોઇપણ દેશની સહાય માંગ્યા વગર, તે દેશવ્યાપી વ્યસનમુક્તિ અને રોગમુક્તિની એક વિશાળ યોજના બનાવી, જેના હેઠળ ચીન દેશના જુદા જુદા વિસ્તારોના વ્યસન અને રોગોનું સર્વેક્ષણ કરી જે તે વિસ્તારમાં તેનો સામનો કરવા માટે જે તે વિસ્તારને





અનુલક્ષીને સ્વયંસેવકો તૈયાર કર્યા. વલ્લભભાઇ, આપ પણ સમજો છો કે કોઈપણ વ્યક્તિ વિષયમાં પૂર્ણ નિષ્ણાંત બનાવવા માટે ઓછામાં ઓછા બે દાયકા જોઈએ અને માઓ પાસે પરિસ્થિતિના કારણે સમય અને સંસાધનોનો ભયંકર અભાવ હતો. તેથી એણે એક બુદ્ધિગત પ્રયોગ કરી તે તે વિસ્તારમાં ફેલાયેલા રોગચાળા અને વ્યસનની મુક્તિ માટે તાલીમ (ટ્રેનીંગ) આપી છ-છ મહિનામાં સ્વયંસેવકોનાં દળો તૈયાર કર્યા. જે દળના સભ્યોને Onfoot Doctors ખડે પગે પરિચર્યા (સારવાર) કરનાર તબીબ સાથે આપવામાં આવ્યાં. એનો એવો ચમત્કાર થયો કે દસ જ વર્ષની અંદર ચીન વ્યસન અને બિમારીની ખીણમાંથી બહાર આવી દૈત્યાકાર શક્તિ બની ગયો. આપણી પણ પરિસ્થિતિ કાંઇક આવી જ છે. ખરેખર તો એનાથી પણ બદ્તર છે, કેમકે ત્યાં તો કાંઈપણ સંસાધનો ન હતાં, જ્યારે આપણી પાસે તો બધું જ હોવા છતાં અત્યારે આપણી પાસે કાંઇ નથી. આજે વૈષ્ણવ સમાજમાં સમૃદ્ધિ છે, પ્રતિષ્ઠા છે, યોગ્યતા છે-જેતે ક્ષેત્રનું નિષ્ણાંતપણું છે, આધુનિક તક્નીક છે, 'કાંઇક કરવું જોઈએ' તેની હોંશ છે અને 'કાંઇક કરવા માટે'નો સમય પણ છે (કે જેનો લાભ આપણા સમાજને રવાડ ચઢાવવા બગભક્તો લઇ રહ્યાં છે)- આ બધું હોવા છતાં પણ આપણી પાસે ત્રણ વસ્તુઓની ભયંકર ગરીબી છે-૧. આસ્થા, ૨. સમર્પણ, અને ૩. સાચુ દિગ્દર્શન. તેથી માઓની 'Red Book'ની માફક આપણે પણ એક 'શ્રીગોકુલેશ બુક' લખાય-અર્થાત્ કે આપણા એવા સંકલ્પો ઘડાય કે આપણે નાનકડી પણ એક "Onfoot Doctors"ની ફોજ તૈયાર કરી શકીએ. તે પછી ઓડીયો-વિડીયો, ફોટોગ્રાફી, ચિત્ર, પુસ્તિકા, લીફલેટ, સમાયોજન-સમારોહ વિગરે-વિગેરે બધું પોતે જ અનુકરણ કર્યા કરશે.

**'ચરાગાઁ કરકે દિલ બહલા રહે હો ક્યાં જહાઁ વાલો**

**અંધેરા લાખ રોશન હો ઉજાલા ફિર ઉજાલા હૈ'**

મોટી વાત નથી કરતો પણ વિચારજો ચીન કે માઓની વાત તો લૌકિક અને ભૌતિક લાગે છે. આપણને તો આપણા નિત્યમાર્ગનાં નિત્યકાર્ય સિદ્ધ કરવાં છે. તે માટે આપણી પસે કૃપા પણ છે કેમકે જો શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઈજી, શ્રીદાદાજી શ્રીગોકુલેશનીજી કૃપા ન હોય તો તમને આ પ્રશ્નો કરવાનો વિચાર ન આવે અને મને જવાબ આપવાની પ્રેરણા પણ ન થાય, કેમકે હું માનું છું કે આ પ્રશ્નો તમે માત્ર દેખાવ માટે નથી કર્યા અને વિશ્વાસ રાખજો કે મેં પણ આ ઉત્તર માત્ર સમાધાન કરવા નથી આપ્યાં. તેથી શ્રીદાદાજીની કૃપા સ્વયં પ્રેરક છે, સાથે સાથે સર્વ સંસાધનો પણ છે, જે ખૂટે છે તે છે-આસ્થા અને સમર્પણ!

**શ્રીગુરુચરણના વચનામૃત પ્રશ્નોત્તરીમાંથી સાભાર**

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# માર્ગીય દીક્ષા મન્ત્ર સમજ

## મહદ્વિમૃગ્ય ભક્તિયોગ - ૧

..ગતાંકથી આગળ

ભક્તિમાર્ગમાં એક મહદ્વિમૃગ્ય ભક્તિયોગ કહેવાય છે, જે માટેનો પ્રશ્ન શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધના ઓગણીશમાં અધ્યાયમાં ઉદ્ધવજીએ ભગવાન્ શ્રીકૃષ્ણ પ્રતિ કરેલો છે કે :

**વ્યાખ્યાહિ વિશ્વેશ્વર વિશ્વમૂર્તે ત્વદ્ભક્તિયોગં ચ મહદ્વિમૃગ્યમ્।**

અર્થાત્ : 'હે વિશ્વેશ્વર! બ્રહ્માદિ મહાન્ પણ જે ભક્તિની શોધ કર્યા કરે છે તે્ પનો ભક્તિયોગ કૃપા કરીને મને કહો'. તેનો ઉત્તર આપશ્રી (શ્રીકૃષ્ણે) આપે છે કે :

**ભક્તિયોગઃ પુરૈવોક્તઃ પ્રીયમાણાય તે તેનઘ ।**

**પુનશ્ચ કથયિષ્યામિ મદ્ભક્તેઃ કારણં પરમ્ ।।**

અર્થાત્ : 'હે ઉદ્ધવ! હું તને ભક્તિયોગ પહેલાં જ કહીં ચૂક્યો છું પરંતુ તૂં શ્રદ્ધાપૂર્વક તેનું શ્રવણ કરવાની પ્રીતિ રાખે છે, તેથી ફરીને મારી **મહદ્વિમૃગ્ય** ભક્તિના કારણને વિશેષરૂપે કહું છું.'

અહિં શ્રીકૃષ્ણએ પોતાની મહદ્વિમૃગ્ય-બ્રહ્માદિક મોટા પણ જેની હજી સુધી શોધ જ કરે છે તેવી - પ્રેમલક્ષણા ભક્તિના કારણ તરીકે **આત્મનિવેદન**ને જ બતાવેલ છે, જેમકે :

**એવં ધર્મૈર્મનુષ્યાણામુદ્ધવાત્મનિવેદિનામ્ ।।**

**મયિ સંજાયતે ભક્તિઃ કોન્યોર્થોસ્યાવશિષ્યતે ।।**

અર્થાત્ : 'હે ઉદ્ધવ! આ પ્રકારે **આત્મનિવેદન કર્યા પછી** મારી કથા શ્રવણ કરવી, નિરંતર મારૂં કીર્તન કરવું વગેરે ભગવદ્ધર્મોનું આચરણ કરવાથી મારામાં ભક્તિ ઉત્પન્ન થાય છે કે જે ઉત્પન્ન થયા પછી તેને કઇ પુરુષાર્થ બાકી રહેતો નથી.' માટે આત્મનિવેદન કર્યા પછી જ કરવામાં આવતી શ્રવણાદિક ભક્તિ બ્રહ્માદિક દુર્લભ એવી ભક્તિની સાધિકા હોવાથી, તેમજ આત્મનિવેદન કર્યા સિવાય શ્રવણાદિ ભક્તિ કરવાનો અધિકાર પણ પ્રાપ્ત ન થતો હોવાથી ભક્તિમાર્ગના અધિકારરૂપ બ્રહ્મસમ્બન્ધ લઇ સ્વકીય દોષોની નિવૃત્તિ કરવી.

**શિષ્ય** :- કૃપાનાથ! કેવલ નિવેદનાત્મક બ્રહ્મસમ્બન્ધ મન્ત્રોપદેશ લેવાથી સર્વ જીવોના સર્વ દોષોની નિવૃત્તિ થઇ નિર્દોષ પ્રભુની સેવા કરવાનો અધિકાર જીવને શી રીતે પ્રાપ્ત થાય તે કૃપા કરી આજ્ઞા કરો.





<u>ગુરુદેવ</u> :- સુન્દર પ્રશ્ન. સાંભળ! <u>ગાયત્રીમન્ત્રનો ઉપદેશ લેવા માત્રથી અજ્ઞાની બાળકને જેમ સર્વ વૈદિક કર્મ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે તેવી રીતે બ્રહ્મસમ્બન્ધ મન્ત્રોપદેશ ગ્રહણ કરવા માત્રથી જીવને ભગવત્સેવા કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે</u>. અર્થાત્ ગાયત્રીમન્ત્રોપદેશ ગ્રહણ કર્યા પહેલાં વૈદિક કર્મ કરવામાં પ્રતિબન્ધરૂપ જે દોષો હતા તે બધા ગાયત્રીમન્ત્રના ગ્રહણ કરવાથી નિવૃત્ત થઇ ગયા એટલે તે ગાયત્રીમન્ત્રોપદેશ ગ્રહણ કરનારની બધાં વૈદિક કર્મ કરવામાં અધિકારરૂફ સ્વરૂપયોગ્યતા સિદ્ધ થાય છે, તે જ પ્રમાણે <u>બ્રહ્મસમ્બન્ધ મન્ત્રોપદેશ ગ્રહણ કર્યા પહેલાં ભગવત્સેવામાં પ્રતિબન્ધરૂપ જે દોષો હતા તે બધા બ્રહ્મસમ્બન્ધ મન્ત્રોપદેશ ગ્રહણ કરવાથી નિવૃત્ત થઇ ગયાં;</u> એટલે ભગવત્સેવામાં અધિકારરૂફ સ્વરૂપયોગ્યતા તે જીવની સિદ્ધ થાય છે. અહીં આ વાત પુનઃ અનુસન્ધાન કરાવવું યોગ્ય થઇ પડશે કે બ્રહ્મસમ્બન્ધ લેવા માત્રથી દોષોની નિઃશેષ નિવૃત્તિ થતી નથી. પરંતુ તેમાં પણ એમ સમજવાનું છે કે પૂર્વજન્મમાં જેઓ ભગવત્સેવક હતા, પણ કોઇ કારણને લઇને ફરીને આ ભૂતલ ઉપર જન્મ પામ્યા છે તેવાઓની બ્રહ્મસમ્બન્ધ લેવા માત્રથી દોષોની નિઃશેષ નિવૃત્તિ થઇ જાય છે.

**<u>શિષ્ય</u>** :- ગુરુદેવ! આ દોષો જે છે, તેના શુદ્ધિ કેટલા પ્રકારના હોય છે?

<u>ગુરુદેવ</u> :- દરેક પદાર્થની દોષનિવૃત્તિ રૂપ શુદ્ધિ ત્રણ પ્રકારની છે. ૧. આધિદૈવિકી, ૨.આધ્યાત્મિકી, ૩. આધિભૌતિકી. પંચાક્ષર મન્ત્ર ગ્રહણ (બ્રહ્મસમ્બન્ધ મન્ત્રગ્રહણ) કરતી વખતે બ્રહ્મનો સમ્બન્ધ થવાથી દરેક પદાર્થોની થયેલી શુદ્ધિ તે **આધિદૈવિકી**. તેમજ તે તે પદાર્થ શ્રીપ્રભુને ધરાવતી વખતે શંખોદક, તુલસી-સમર્પણ, શરણમન્ત્રોચ્ચાર આદિથી થતી શુદ્ધિ તે **આધ્યાત્મિકી**. અસ્પર્શવાળાને કોઇ સ્પર્શ કરી જાય ત્યારે કરવામાં આવતી સ્નાનથી શુદ્ધિ, કોઇ પાત્રને સ્પર્શ-અસ્પર્શ થઇ ગયો હોય ત્યારે પ્રક્ષાલન, લુંણ ખટાઇ કરી કરવામાં આવતી શુદ્ધિ, સુતક-પિંડરૂ વગેરેમાં કરવામાં આવતી શુદ્ધિ અર્થાત્ સ્મૃતિ-પુરાણ તથા ધર્મશાસ્ત્રથી પ્રાપ્ત તમામ શુદ્ધિ તે **આધિભૌતિકી**. આ ત્રણેય શુદ્ધિ, યથાનિયમ કરવાની જ છે. તે કંઇ બ્રહ્મસમ્બન્ધ લેવામાત્રથી થઇ જતી નથી. તેથી શ્રીઆચાર્યચરણોએ 'સિદ્ધાન્ત રહસ્ય' ગ્રન્થમાં સમર્પણથી થતી દોષનિવૃત્તિ જે નિરૂપણ કરેલી છે તે વિશેષરૂપ સમજવી. અર્થાત્ સમર્પણજન્ય શુદ્ધિ અન્ય કોઇ પ્રકારે થતી નથી. પરંતુ તે સિવાયની આધ્યાત્મિક્યાદિ શુદ્ધ પણ થઇ ચૂકી એમ ન સમજતાં તે તે શુદ્ધિ તત્તચ્છાસ્ત્રાનુસાર કરવી જ. અતએવ વૃદ્ધિસૂતકમાં દેહ-અશુદ્ધિને લઇને શ્રી..નાં શ્રીચરણસ્પર્શ થઇ શક્તા નથી. જો આધિભૌતિક્યાદિ શુદ્ધિથી આવશ્યકતા ન હોય તો દેહદોષ તો બ્રહ્મસમ્બન્ધથી નિવૃત્ત થઇ જ





ચૂક્યા છે, પછી ચરણસ્પર્શ કરવામાં વાંછો શો ? માટે ત્રણેય શુદ્ધિથી પદાર્થગત દોષોની નિવૃત્તિ થાય છે, એમ સમજવું.

હવે આપણે આપણા મૂલ વિષયપર આવી જઈએ. આપણે જે દોષ નિ:શેષ નિવૃત્તિ થઇ જાય છે, તે વિષયમાં શ્રીમદાચાર્યચરણ ષષ્ઠસ્કન્ધ ભાગવતાર્થ નિબન્ધમાં આજ્ઞા કરે છે :-

**ભગવત્સેવકા યે તુ કથંચિદ્ ભિન્નતાં ગતા: ।**

**સર્વાત્મના પાપનાશસ્તેપામેવ ભવેદ્ધ્રુવમ્ ।।**

અર્થાત્ :- 'જે ભગવત્સેવકો કોઇ કારણને લઈને ભગવાનથી વિખુટા પડી આ ભૂતલ ઉપર આવ્યા હોય તેવાઓનો જ પાપનાશ-દોષનિવૃત્તિ-નિ:શેષપણે થાય છે. આ વાત નિશ્ચિત છે'. તેમજ નિબન્ધના પ્રારમ્ભમાં આજ્ઞા કરેલી છે કે :-

**સાત્વિકા ભગવદ્ભક્તા યે મુક્તાવધિકારિણ: ।**

**ભવાન્તસમ્ભવા દેવાત્તેપામર્થે નિરુપ્યતે ।।**

અર્થાત્ :- 'જે ભગવદ્ભક્તો સાત્વિક છે અને મુક્તિના અધિકારી છે તથા જેઓનો જન્મ અન્તિમ છે, તેઓના માટે આ નિરૂપાય છે.'

તેથી આ માર્ગના મુખ્ય અધિકારી તો ઉપર જણાવ્યા પ્રમાણે કોઈ કારણને લઈને ભગવાનથી વિખૂટા પડેલા જીવો સમજવા. એટલે કે યથાર્થ ફળ પ્રાપ્ત થાય તેવો મુખ્ય અધિકાર ઉપર દર્શાવેલા અધિકારીઓનો જ છે. જો કે **'સર્વેધિકારિણો હ્યત્ર વિષ્ણુભક્તૌ યથા નૃપ'**, આ માઘસ્નાનવિષયક વાક્યમાં દૃષ્ટાન્ત આપતાં કહ્યું છે કે 'જેમ વિષ્ણુભક્તિમાં **બધા અધિકારી** હોય છે તેમ', તેથી, તેમજ,

**દેવોસુરો મનુષ્યો વા યક્ષો ગન્ધર્વો એવ વા ।**

**ભજન્મુકુન્દચરણં સ્વસ્તિમાન્ સ્યાદ્યથા વયમ્ ।।**

(શ્રીભાગવત.૭.૭.૫૦)

અર્થાત્ :- દેવ, દાનવ, મનુષ્ય, યક્ષ, ગન્ધર્વ, કોઈપણ યોનિમાં જન્મ પામીને પણ મુકુન્દના શ્રીચરણનું સેવન કરે, અને કલ્યાણ પ્રાપ્ત કરે છે જેમ એમ.'

(...ક્રમશ:)

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

વાર્તામાં આવે છે કે 'દમલા તે અમલા', અને સિદ્ધાંત રહસ્ય ગ્રંથમાં આવે છે કે 'શ્રાવણસ્ય અમલે પક્ષે', અમલ અને અમલા પક્ષનું સૂક્ષ્મ તારતમ્ય વાર્તાથી સમજીએ, 'જો આ ભક્તિમાર્ગમાં શ્રીઠાકોરજીમાં પ્રીતિ હોય ત્યાં સુધી અમલ હોય, મલ-મદ વિનાનો. જ્યારે શ્રીઠાકોરજીથી અધિક તે શ્રીમહાપ્રભુજીમાં પ્રીતિ હોય ત્યારે તેમને અમલા કહેવાય. અને વાર્તામાં આપણે જ્યારે જાણીએ છીએ ત્યારે આપણે સમજીએ છીએ કે દામોદરદાસજીનો કેવળ એકજ સ્થીર ભાવ છે, દૃઢ ભાવ છે કેવળ શ્રીમહાપ્રભુજીમાં.'

પોતાના અમલા, દમલાનો પક્ષ લેતાં શ્રીમહાપ્રભુજી સ્નેહવશ કહે છે કે, 'દમલા! આ માર્ગ તારા માટે પ્રકટ કર્યો છે'. દામોદરદાસજી પ્રત્યે શ્રીમહાપ્રભુજીનો જે પક્ષપાત છે (અમલ પક્ષે) એ વાર્તામાં અન્ય સ્થળોએ પણ પ્રકટ થયો છે. શ્રીઠાકોરજીએ જીવને બ્રહ્મસમ્બન્ધ આપવાની આજ્ઞા કરી એ વાત શ્રીઆચાર્યજી સૌથી પ્રથમ દામોદરદાસજીને કહે છે, સૌથી પહેલું બ્રહ્મસમ્બન્ધ મન્ત્ર દીક્ષા દામોદરદાસજીને આપે છે, અને માર્ગ એમના માટેજ પ્રકટ કર્યો છે, અને પુષ્ટિભક્તિ પણ એમના હૃદયમાં જ સ્થાપિત કરી છે.

દામોદરદાસજી સદાય શ્રીમહાપ્રભુજીના સાક્ષીસ્વરૂપે, વશીભૂત લીલાથી નિબુદ્ધ છે. એનાથી વિશેષ સિદ્ધાન્ત રહસ્યનું રહસ્ય બીજું કયું હોઈ શકે? સમસ્ત પુષ્ટિ-સૃષ્ટિ જેમના શ્રીચરણ-કમલમાં પોતાનું મસ્તક રાખે છે, તે શ્રીમહાપ્રભુજી, પોતાનું સ્વશ્રીમસ્તક દામોદરદાસજીના ખોળામાં ધરી દે છે. એ વખતે શ્રીગોવર્ધનધર ત્યાં પધારે છે. શ્રીનાથજી શ્રીમહાપ્રભુજીને વશ છે, અને શ્રીમહાપ્રભુજી દામોરદાસજીને. તેથી શ્રીગોવર્ધનધર શ્રીવલ્લભ અને દમલાજી એમ બન્નેને વશ હોવાથી ત્યાં પધારે છે અને દામોદરદાસજીના રોકવાં છતાંય ત્યાંથી પાછા પધારતાં નથી. નિંદ્રાવશ છે પોતાના સ્વામી, એટલે શ્રીગોવર્ધનધરને રોક્યા, ચંચલ સ્વભાવ છે શ્રીગોવર્ધનધરનો, એટલે રોક્યા, પોતાના સ્વામીની નિંદ્રામાં ખલેલ ન પહોંચે, એટલે શ્રીગોવર્ધનધરને રોક્યા. જાગૃત થતાં, પોતાના શ્રીજી પ્રત્યેના દાસભાવને અભિવ્યક્ત કરતાં શ્રીમહાપ્રભુજીએ દામોરદાસજી પર ખીજ્યાં છે. પરંતુ શ્રીગોવર્ધનધર દાસાનુદાસ અમલાનો પક્ષ લેતાં શ્રીમહાપ્રભુજીને આજ્ઞા કરે છે કે, 'આમના પર કેમ ખીજો છો? આમને તો પોતાનો ધર્મ રાખ્યો છે. એમણે જે કર્યુ તે બરાબર છે.' દામોદરદાસજીની વાર્તાથી સિદ્ધાન્ત રહસ્ય ગ્રંથના અન્ય ભાવોને ફરીથી આપણે માણી લેવાનો પ્રયાસ કરીએ.





શ્રીમહાપ્રભુજી પ્રથમ શ્લોક પ્રકટ કરે છે. તેનો ભાવ આ પ્રમાણે સમજવાનો પ્રયાસ કરીએ. પુષ્ટિજીવો, હજારો વર્ષથી શ્રીપ્રભુથી વિખૂટા પડેલો છે. ભગવદાંશ હોવા છતાંય, આસુરાવેશના કારણે ભગવદ વિયોગ જનિત વિરહનો એનામાં તિરોભાવ છે. એવા જીવમાં, શ્રીપ્રભુ સંબંધિત તાપ-ક્લેશને સજીવન કરવા, ગદ્યમન્ત્ર દ્વારા જીવના આત્મા અને આત્મીયનું નિવેદન કરાવ્યું છે. એનાથી જીવની અહંતાનું રૂપાંતર **દાસોહં**માં થાય છે અને મમતાનું **તવાસ્મિ**માં.

બ્રહ્મસમ્બન્ધ લીધા પછી પુષ્ટિજીવનું કર્તવ્ય શું? એનોય વિસ્તાર આ ગ્રંથમાં આપણે જોઇ ગયાં છીએ.

'દામોદારદાસજીને શ્રીગુસાંઈજીને કહ્યું જો-ભક્તિમાર્ગનો વિસ્તારની આજ્ઞા છે, તે આપ કરો. અજ્ઞાની જીવ છે. આજ બ્રહ્મસમ્બન્ધ દ્વારા જીવના દોષ જશે, અંગીકાર કરાવો. એક શ્લોકમાં લીલા અને પછીના અર્ધા શ્લોકમાં માર્ગની રીતિ, બધુંજ આવી ગયું'. દામોદરદાસજી આ પ્રમાણે શ્રીગુસાંઇજી આગળ નિવેદન કરે છે. બ્રહ્મસમ્બન્ધ લઇને ઉદ્દીપન પામેલો પુષ્ટિજીવ, ભગવત્સેવા ન કરે તો શ્રીમહાપ્રભુજીનાં અપેક્ષિત ફલથી તે વંચિત રહે છે.

જીવ અનેક દોષોથી ભરેલો છે. બ્રહ્મસમ્બન્ધ લેવાથી જીવ સેવાનો અધિકારી બને છે. એના દોષની નિવૃત્તિ નથી થતી પણ તે દોષો સેવામાં બાધક નથી થતાં. આ ગ્રંથના બીજા શ્લોકમાં શ્રીમહાપ્રભુજી જીવના પાંચ પ્રકારનાં દોષ કહ્યાં છે, પણ દામોદરદસજીને તો જન્મથી જ કોઇ દોષ બાધક નથી. કારણ, જન્મથીજ બાલબ્રહ્મચારી સખીરૂપ ગૃહસ્થાશ્રમને જાણતાં જ નથી. તાલક્લેશ આવિર્ભાવ માટે ગદ્યમંત્રની દીક્ષા છે, પરંતુ અહીંતો દામોદરદાસજીને શ્રીઆચાર્યજી મળ્યાં પહેલાં જ તાપ-ક્લેશ સિદ્ધ છે.

બ્રહ્મસમ્બન્ધ થયા પછી નિવેદિત સર્વવસ્તુ ભગવદ્ ઉપયોગી બને છે, એવી ભાવના કરવાથી, એ વસ્તુમાં જીવની અહંતા મમતા ઘટે છે. ભગવત્સ્વરૂપાનંદની અનુભૂતિ માટે ભગવત્સેવા અતિ આવશ્યક છે. આ સંબંધિત દામોદરદાસજી માટે વાર્તા કહે છે કે, દામોરદાસજિ માનસી સેવાના અધિકારી છે, લીલારસમાં સદા મગ્ન રહે છે, દમલાજીનું મન સદા સમર્પીત છે.

શ્રીમહાપ્રભુજીએ અસમર્પિત લેવાની ના કહી છે, પણ પ્રસાદી જ લેવું એવી આજ્ઞા કરી નથી. માથુ દુ:ખતું હોય અને તબીબ પાસે જઇ તપાસ કરાવી દવા લાવીએ, અને તે દવા લઇએ તે પ્રભુને ધરાવીને ન લેવાય. અર્થાત્ એનો વિનિયોગ પ્રભુ માટે ન થાય, પરંતુ સેવામાં માથાનો દુ:ખાવો બાધક ન થાય, એ ભાવનાથી દવા લઇએ તો દવા પણ સમર્પિત થઇ જાય છે. જે ક્રિયા સીધી જ કે પરંપરાથી ભગવદ્





ઉપયોગીપણાની ભાવનાથી થાય, એ ક્રિયા સમર્પણના ભાવને જાગૃત કરે છે. ધંધો કરતી વેળાએ ભાવના રહે કે કમાયેલા ધનનો ભગવદ્ વિનિયોગ થશે, તો વ્યાપાર પણ સેવાનું અંગ બની જાય છે.

અર્ધભુક્ત વસ્તુ પ્રભુને સમર્પિત ન કરવી. દાન કરવાથી દાતાની વસ્તુ પરની સત્તા દાન લેનારને વળી જાય છે. તેથી વસ્તુ લેનારની બની જાય છે. સમર્પણ એ દાન નથી. અહીં પોતાની સત્તાની વસ્તુ પ્રભુને સમર્પિત કરી પછી એનો પ્રસાદી રૂપે ઉપભોગ કરી શકાય છે, જ્યારે દાન કરેલ વસ્તુનો નહીં.

દામોદરદાસજીની વાર્તામાં દાન અને સમર્પણને પૃથક કરણ કરતોં એક અદ્ભુત પ્રસંગ છે. દામોદરદાસજી શ્રીગુસાંઇજીને વિનંતી કરે છે કે, જગદીશ શ્રીઠાકોરજી છે, તેમનાથી અધિક શ્રીમહાપ્રભુજીને જાણું છું...ત્યારે દામોદરદાસજીને શ્રીગુસાંઈજીએ કહ્યું કે જો મહારાજ! દાન બડો કે દાતા બડો? કોઇની પાસે ધન બહું હોય, પણ શું કરવાનું? આપે તો જાણીએ. અને શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનું તો સર્વસ્વ ધન શ્રીનાથજી છે, તો મારા જેવા જીવોને આપશ્રીએ દાન દીધો છે. શ્રીઆચાર્યજી પોતાના સેવકોને શ્રીગોવર્ધનધરનું દાન પણ કરે છે. પોતાના ભાવાત્મક સેવ્ય-સ્વરૂપ જ્યારે સેવકના સેવ્ય ભાવથી વિશિષ્ટ થાય, ત્યારે તે સ્વરૂપનું દાન કરે, ફક્ત પોતાના ભાવાત્મક સ્વરૂપનું નહિં. તેને પોતાના હૃદયમાં જ સાચવીને રાખે છે. તેથી જ તો, કોઇપણ સેવક, શ્રીઠાકોરજીને રીઝવે કે ખિજવે, ત્યારે શ્રીઠાકોરજી શ્રીઆચાર્યચરણને કે શ્રીપ્રભુચરણ શ્રીગુસાંઇજીને કહે છે કે તમારા સેવકે આમ કર્યું.

(...ક્રમશઃ)

::- ૮૪ વૈષ્ણવ વાર્તા, ષોડશ ગ્રંથગત ઉપદેશો અને તેમની ૬૪ વાર્તાઓ માંથી સાભાર વ્યક્ત -::

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

**ભગવત્સંબંધી ધર્મો અને ભગવાન એકજ હોવાથી, જેમ ગમે ત્યાં અવતાર લીધેલ ભગવાનની સેવા થાય છે, તેમ ગમે ત્યાં રહેલાં ભગવાનનાં નામોનું શ્રવણ કરવામાં આવે છે.** (શ્રીસુબોધિનીજી ૧.૫.૧૧)

**અચ્યુતની ભક્તિ વિનાનું જ્ઞાન, સાંખ્ય અગર વૈદિક, ભક્તિથી ભૂષિત નહિ હોવાથી શોભતું નથી.** (શ્રીસુબોધિનીજી ૧.૫.૧૨)





# || મંગલાચરણ ||

..ગતાંકથી આગળ

**શ્રીગોકુલપતેર્ નિત્યં શુભદમાસ્પદં મહત્ ||**
**શ્રીવાલ્લભમતે નિષ્ઠં તુર્યપીઠં[૬] વયં નુમઃ || ૭ ||**

| | |
|---|---|
| શ્રીગોકુલપતેઃ[૧] નિત્યં[૨] | : શ્રીગોકુલપતિનો[૧] નિત્ય[૨] |
| શુભદં[૧] આસ્પદં[૨] | : કલ્યાણ કરનારું[૧] સ્થાન[૨](આચાર્યગૃહ) |
| મહત્ | : મહાન |
| શ્રીવાલ્લભમતે[૧] નિષ્ઠં[૨] | : શ્રીમહાપ્રભુના માર્ગ પ્રત્યે[૧] સન્નિષ્ઠ[૨] (એવા) |
| તુર્યપીઠં | : (ગુરુદ્વારરૂપ) શ્રીચતુર્થપીઠને |
| વયં નુમઃ | : અમે બધા નમન કરીએ છીએ |

શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંતોમાંજ નિષ્ઠા રાખનાર, નિત્ય, શુભ (કલ્યાણ) કરનાર અને મહાન એવા શ્રીગોકુલપતિ (શ્રીગોકુલેશ પ્રભુચરણ)ની શ્રીચતુર્થપીઠને અમે નમન કરીએ છીએ.

શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગુરુદેવ ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (શ્રીસુરેશ બાવાશ્રી)એ આ શ્લોક પ્રકટ કર્યો છે. આપશ્રી આ શ્રીચતુર્થદ્વારના અધિપતિ છે. અને આપશ્રી શ્રીચતુર્થવંશમાં આપશ્રી જન્મદાતા શ્રીગોકુલનાથ પ્રભુચરણના બાલક છે. તેથી આ મંગલાચરણ સ્વરૂપે આ શ્લોક પ્રકટ કરે છે. આપશ્રી પીઠાધીશ્વર છો, અને પીઠાધીશ્વર પોતાની પીઠના મૂલ પુરુષની સ્તુતિ, આ મૂલ પુરુષના નિત્ય-નિવાસનું સુંદર વર્ણન પ્રકટ કરે છે.

ચતુર્થ પદ આપણા શ્રીવાલ્લભ સંપ્રદાયમાં સદાય પ્રશંસનીયતા પ્રાપ્ત કરે છે. શ્રીમહાપ્રભુજી શ્રીયમુનાજીના સ્વરૂપ વર્ણન કરતાં શ્રીયમુનાષ્ટકમાં શ્રીયમુનાજીને શ્રીપ્રભુના તુર્યપ્રિયા કહે છે, એટલે કે શ્રીયમુનાજી શ્રીપ્રભુના ચતુર્થ પ્રિયા છે. શ્રીમહાપ્રભુજીના દ્વિતિયાત્મજ શ્રીવિઠ્ઠલનાથ શ્રીગુસાંઈજી પ્રભુચરણના ચતુર્થ આત્મજ એટલે કે આપણા સર્વદા સેવ્ય શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણ. શ્રીગુસાંઈજીના સાત બાલકોમાં આપશ્રી મધ્યમાં બિરાજમાન છો. આપશ્રીના અગ્રજ ૩ બંધુ છે, અને આપશ્રીના અનુજ પણ ૩ બંધુ છે. મધ્ય એટલે કેન્દ્રબિન્દુ, જેના પર સર્વનો આધાર હોય છે. એજ પ્રમાણે શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણ પર આપણા આ પુષ્ટિમાર્ગનો આધાર છે, અને આપશ્રીએ એ આધારને સત્ય





કરી શ્રીમાલા-તિલકના ઉપદ્રવ સામે રક્ષણ કરી માર્ગનું રક્ષણ કર્યું છે. શ્રીગોકુલેશ પ્રભુની વાણી અહર્નિશ શ્રીમહાપ્રભુજીના માર્ગને વળગી રહેતી, અને સદાય આપશ્રી જ્યારે પણ વચનામૃત કરતાં, ત્યારે આપશ્રીના શ્રીમુખે શ્રીમહાપ્રભુજીના સિદ્ધાન્ત નિ:સૃત વહેતા રહેતાં. શ્રીયમુનાજીનો અખંડ પ્રવાહ જેમના દ્વારે સદાય વહેતો રહે છે, અને એ પ્રવાહને આપશ્રી (શ્રીગોકુલેશ પ્રભુ) ભાવ સ્વરૂપે સદાય પોતાના શ્રીમસ્તક પર દંડાકાર તિલકના મધ્યમાં ધારણ કરે છે. શ્રીગોકુલેશ પ્રભુને શ્રીમહાપ્રભુજીમાં નિષ્ઠા અહર્નિશ એકધ્યાન રહેલી છે. અને તેથી આપશ્રી સદાય માર્ગની રક્ષા, નિત્ય, કલ્યાણ ઈચ્છનાર છો. નિત્ય પદ એટલે પ્રયોગ કર્યો છે, કારણકે જ્યારે શ્રીમહાપ્રભુજીની વાણી-સિદ્ધાન્તની વાત આવે છે, ત્યારે શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણના શ્રીમુખારવિંદથી સદાય નિત્ય અહર્નિષ નિ:સૃત રૂપે સિદ્ધાન્ત વહ્યાં કરે છે, કારણકે આ શ્રીમહાપ્રભુજીની વાણી-સિદ્ધાન્ત કાલને સાપેક્ષ ન હોવાથી નિત્ય છે, શુભ-કલ્યાણકારી છે. અને એ શ્રીમહાપ્રભુજીના સિદ્ધાન્તને સરલ સ્વરૂપે પ્રકટ પણ શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણેજ કરી છે.

શ્રીગુસાંઈજીએ જ્યારે સ્થીરવાસ માટે શ્રીમદ્ ગોકુલમાં સદાય બિરાજવાનો વિચાર સાધ્યો, ત્યારે આપશ્રીએ પોતાનું ઘર સિદ્ધ કરાવ્યું. અને આજે આ એજ ઘર છે, જ્યાં શ્રીમદ્ ગુસાંઈજી પ્રભુચરણ નિત્ય બિરાજમાન રહેતા. આપશ્રીના સાતેય બાલકો અને ચાર બેટીજી સદાય આજ ઘરમાં બિરાજમાન હતાં. અને આજે પણ શ્રીગુસાંઈજી નિત્ય બિરાજમાન છે. આ સ્થાન એટલે વર્તમાન સમયનું શ્રીમદ્ ગોકુલનું અતિ પવિત્રત્તમ, સિદ્ધાન્ત નિષ્ઠ, નિત્ય, શુભ એવું શ્રીચતુર્થપીઠ. જ્યાં બે સ્વરૂપ આજે પણ નિત્ય બિરાજમાન છે. શ્રીમદ્ ગુસાંઈજીનું પોતાનું નિવાસ સ્થાન હોવાથી આપશ્રીની બેઠકજી પણ અત્રે બિરાજમાન છે, અને જે શ્રીબેઠકમાં માટે શ્રીચતુર્થગૃહના સેવક-વૈષ્ણવો આપશ્રીના પ્રાગટ્યથી આજ પર્યન્ત પોતાનું સેવકપણું સિદ્ધ કરે છે, એ શ્રીબેઠક એટલે શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણની શ્રીબેઠકજી. આજ શ્રીબેઠકજી છે, જ્યાં શ્રીગોકુલેશ પ્રભુના શ્રીમુખથી સદાય શ્રીમહાપ્રભુજીના માર્ગનો સિદ્ધાન્ત સરલ વાર્તા સ્વરૂપે પ્રકટ થતો. આજ એ શ્રીબેઠક છે, જ્યાં આપશ્રીના અંતરંગ ખવાસ એવા કલ્યાણ ભટ્ટજી પ્રતિ ૨૪ વચનામૃત પ્રકટ કર્યા. આજ એ શ્રીબેઠક છે, જ્યાં આપશ્રીએ પોતાના અંતરંગ ભગવદીયો સન્મુખ અનેક વચનામૃત-હાસ્યામૃત પ્રકટ કર્યાં છે. આવી શ્રીબેઠકમાં આજે પણ શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણ નિત્ય બિરાજમાન છે. અને અન્ય બેઠકજી કરતાં વિલક્ષણ છે. આ શ્રીબેઠક વિલક્ષણ એટલે છે, સ્વયં શ્રીગોકુલેશ પ્રભુની નિજેચ્છાથી આ શ્રીબેઠકજી નિર્માણ પામી છે, જ્યાં આધિદૈવિક સ્વરૂપે શ્રીગોકુલેશ પ્રભુ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક-વૈષ્ણવોને દર્શન આપે છે. વર્તમાન શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગુરુદેવ ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (શ્રીસુરેશ બાવાશ્રી)





શ્રીબેઠકનું અલૌકિક માહાત્મ્ય યથાવત જળવાઇ રહે તે માટે સદા તત્પર છે. આપશ્રીએ આ અલૌકિક સ્થાનને જેવું શ્રીગોકુલેશ પ્રભુચરણના સમયમાં હતું, એજ સ્થિતિમાં આજે પણ અખંડિત સ્વરૂપે બિરાજમાન છે. અને શ્રીમદ્ ગોકુલ આવનાર શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવકો પ્રથમ શ્રીબેઠકની સન્મુખ થાય, એવો દ્ઢાગ્રહ સેવકો પણ સેવે છે.

આ શ્રીબેઠકનું એક વૈશેષ્ઠ માહાત્મ્ય એ છે કે શ્રીગોકુલેશ પ્રભુના પૌત્ર અને પ્રથમ પીઠાધીશ્વર બડે શ્રીવિઠ્ઠલરાયજીના ભગવદાત્મજ શ્રીગોવર્ધનેશજીએ સેવા-પ્રકાર શ્રીગોકુલેશ પ્રભુની નિજેચ્છાથી શરૂં કર્યો. પોતાના પિતૃચરણ શ્રીવિઠ્ઠલરાયજીના લીલામાં પધારવાથી શ્રીગોવર્ધનેશજી ચોથા ઘરના તિલકાયત થયા. સૌથી પ્રથમ આપશ્રીએ સં.૧૭૨૧માં શ્રીગોકુલેશ પ્રભુની શ્રીબેઠકનો સેવા પ્રકાર શરૂ કર્યો. અને આજ પર્યન્ત યથા-સ્વરૂપે પ્રકટ વ્યવસ્થા જળવાઇ રહી છે. ૪૦૦ વર્ષની પરંપરા એવી છે કે આ શ્રીબેઠકમાં આવનાર શ્રીચતુર્થપીઠના સેવકોજ શ્રીગોકુલેશ પ્રભુના આધિદૈવિક સ્વરૂપના શ્રીચરણસ્પર્શ કરી શકે, અન્ય કોઇને અધિકાર પ્રાપ્ત થતો નથી, જે આજે પણ યથાક્રમે ચાલી આવે છે. શ્રીગોકુલેશ પ્રભુની ભૂતલ પર ૧૩ બેઠકજી છે, તેમાંથી આ મુખ્ય શ્રીબેઠક છે, જે આજે આપણા શ્રીવાલ્લભ-સિદ્ધાન્તનિષ્ઠ શ્રીચતુર્થપીઠમાં બિરાજમાન છે. અને અન્ય સ્વરૂપોની બેઠકજી કરતાં વિલક્ષણ છે. આવા શ્રીબેઠકજીએ આવી આપણને શ્રીમહાપ્રભુજીના સિદ્ધાન્તનોં યથાર્થ બોધ પ્રાપ્ત થાય છે, અને એટલેજ શ્રીચતુર્થપીઠ સેવક-વૈષ્ણવોની શ્રીમહાપ્રભુજીના સિદ્ધાન્તોમાં નિષ્ઠા સદાય બની રહે છે. એટલેજ ભક્તો કહે છે કે :-

**''જે શ્રીબેઠકમાં શ્રીગોકુલ ધણી ઘણીય રુચી કરી બેસે છે નિત્યજી,**

**તે બેઠક તણું કાઇ વર્ણન કરું જહાઁ મહારી સ્થિતિને મન વ્રત્યજી ।।''**

શ્રીગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી જેવા શ્રીગોકુલપતિના બાલક એવા સમર્થ સિદ્ધાન્તનિષ્ઠ છે, જેમની છત્રછાયામાં આપણે સૌ શ્રીચતુર્થગૃહના સેવકો નિરન્તર શ્રીમહાપ્રભુજીની વાણી-સિદ્ધાન્તનો બોધ પ્રાપ્ત કરી રહ્યાં છે, એટલેજ આપશ્રી નિ:સંદેહ આ શ્રીચતુર્થપીઠની સ્તુતિ સ્વરૂપે મંગલાચરણ પ્રકટ કર્યા છે. મંગલાચરણ સ્વરૂપે આ શ્લોક પણ એટલા માટે, કારણકે શરણાગત જીવનું શુભ, કલ્યાણની સદાય મહેચ્છા છે. અને એથી આ દ્વારના મૂલ પુરુષ એવા મહાન આચાર્ય શ્રીગોકુલપતિ સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણના નિત્ય, શુભ, કલ્યાણકરનાર નિવાસસ્થાન એવા શ્રીચતુર્થપીઠ-શ્રીબેઠકજી એ આપણે શ્રીમહાપ્રભુજીના સિદ્ધાન્તમાં નિષ્ઠા ધરાવનાર સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક-વૈષ્ણવો સદૈન્ય નમન અને દંડવત્ કરીએ.

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# બ્રહ્મસમ્બન્ધ અને ગુરુસ્વરૂપ

**(અનુવાદક : ઉમાશંકર રામેશ્વર શાસ્ત્રી)**

પ્રિય પાઠક ! આપણે અવશ્ય જાણવું જોઇએ કે ચોરાશી લક્ષયોનિઓમાં ભટકીને છેવટે અનેક પ્રકારે કરેલી પ્રભુ પ્રાર્થનાનું ફલ આપણને આ મનુષ્યદેહ પ્રાપ્ત થયો તે છે. કારણકે મનુષ્યોને પ્રભુસમ્બન્ધી શુભ જ્ઞાન થવાનું તથા સંસારસમુદ્ર તરી ભગવચ્ચરણારવિંદ પ્રાપ્ત થવાનું મનુષ્યદેહ સાધન છે. દેહસહવર્તમાન ચૈતન્ય જીવ તે સ્વભાવતઃ સદોષ છે. ભગવાન્ ભાષ્યકાર શ્રીવલ્લભાધીશ્વરે '**જીવાઃ સ્વભાવતો દુષ્ટાઃ**' એ વચનથી જીવોને સ્વભાવથી દોષવાલા કહ્યાં છે. તથાપણ તે શ્રીપ્રભુને શરણે જાય તો સર્વશક્તિમાન્, સર્વજગન્નિયન્તા શ્રીહરિ તેઓને સદ્બુદ્ધિ આપી તેના સકલ દોષો નિવારણ કરે છે. માટે જ આપણા મહાન્ આચાર્યવર્ય જગદ્ગુરુ શ્રીવલ્લભાચાર્યજીએ શ્રાવણ શુક્લા એકાદશીની રાત્રિએ થયેલી ભગવદાજ્ઞાને અનુસરીને જીવોને **બ્રહ્મસમ્બન્ધ** મન્ત્ર આપ્યો છે.

## એકાદશી તિથિ

ઉત્તમકાર્ય આચરવામાં આગળ પાછળના સંયોગો પણ ઉત્તમ જ હોય છે. આ નિયમાનુસાર ઉક્ત દિવસ પણ વિચાર કરતાં દૈવી ભાસે છે. માસ શ્રાવણ છે. શ્રવણ-નક્ષત્ર જેની પૂર્ણિમા એ હોય છે, તે શ્રાવણ માસ કહેવાય છે. શ્રવણ નક્ષત્ર વૈષ્ણવ છે, માસ પણ વૈષ્ણવ છે, તેથી પવિત્ર કરનાર છે. શુક્લ પક્ષ-અજવાળીયામાં જેમ ચન્દ્ર વૃદ્ધિન્ગત થાય છે, અને ગાઢ અંધકાર નષ્ટ કરે છે તેમ જ શરણે આવેલાઓનો અજ્ઞાનરૂપી અંધકાર દોષ-નાશ પામે છે. **એકાદશી તિથિ** એટલે તે દિવસના ઉપવાસથી પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય અને અગીયારમું મન મળી એકાદશ ઇન્દ્રિયોને નિર્દોષ કરનારી છે. તેથી ભક્તોના આધ્યાત્મિક દોષો નષ્ટ થાય છે. સમય મધ્ય રાત્રિનો છે. સર્વોદ્ધારપ્રયત્નાત્મા શ્રીકૃષ્ણ પ્રભુ પોતાના અંતરંગ ભક્ત શ્રીગોપીજનોના સર્વ પુરુષાર્થ સિદ્ધ કરવાને માટે અને તે દ્વારા શ્રીગોકુલવાસીઓના પણ મનોરથ પૂર્ણ કરવા મધ્યરાત્રિએ શ્રીગોકુલમાં પ્રકટ થયા હતા. તેમ જ અહિં પણ વૈશ્વાનરાવતાર શ્રીઆચાર્યજી માટે અને ભગવદીયોના પુરુષાર્થ સિદ્ધ કરવા મધ્ય રાત્રિએ પ્રકટ થઇ આજ્ઞા કરી છે. આ પ્રમાણે જે પવિતર સમયમાં પ્રભુએ ઉપદેશ આપ્યો, તે સાધનરૂફ બની ભક્તના સર્વ દોષોને હરે છે. ભગવાનની આજ્ઞા અનેક પ્રકારે થાય છે. કોઇ વખત સ્વપ્નદ્વારા, કદાચિત્ સેવકદ્વારા અને કદાચિત્ આકાશવાણી દ્વારા થાય છે, પરન્તુ તે સાક્ષાત્ આજ્ઞાઓ ન કહી શકાય, કિન્તુ શ્રીઆચાર્યશ્રીને સાક્ષાત્ પ્રભુએ પ્રકટ થઇ આજ્ઞા કરી છે, તે પરમ અનુગ્રહથી ઉક્ત પંક્તિમાં '***જીવોને બ્રહ્મસમ્બન્ધ મંત્ર આપે.***'





## બ્રહ્મસમ્બન્ધ એટલે શું ?

સંબંધ એટલે જોડાવું. કોઇ પણ વ્યવહાર શરૂ કરવા જે સમાગમ થાય તે સંબંધ. અહિં સેવ્ય-સેવકનો વ્યવહાર શરૂ કરવાને પ્રારંભમાં પ્રભુને આત્મનિવેદન (સમર્પણ) કરાય છે. પરમાત્મા શ્રીકૃષ્ણ પરબ્રહ્મની સાથે જ સંબંધ થાય છે તે બ્રહ્મસંબંધ. '**યમેવૈષ વૃણુતે સ તેન લભ્યઃ**' ઇત્યાદિ શ્રુતિવાક્યસિદ્ધ બ્રહ્મસંબંધ પછી ભગવત્સેવામાં અધિકાર થાય છે, ત્યારથી સેવ્ય-સેવકનો વ્યવહાર શરૂ થાય છે. આત્મનિવેદન થતાં પોતાને જગતમાં અહંતા-મમતા ઉત્પન્ન કરનારી જેટલી પ્રિય વસ્તુઓ હોય, તે સર્વ શ્રીગુરુ-આજ્ઞાથી ભગવદર્પણ કરીને, તેમાં ભગવદ્બુદ્ધિ કરીને, ભગવાનનું સ્વામિત્વ સ્થાપીને સદોષ વસ્તુઓને નિર્દોષ કરી શ્રીપ્રભુ-આજ્ઞાથી વ્યવહાર કરવો. તે માટે બ્રહ્મસમ્બન્ધનો ઉપદેશ છે. શ્રીવલ્લભાચાર્યજીએ જેમ ભગવદીયોને બ્રહ્મસમ્બન્ધ મન્ત્ર આપ્યો છે, તેમ જ તેઓશ્રીના વંશજો પણ શરણે આવેલા જીવોને એ જ મહામન્ત્રનો બોધ કરીને ઘરબાર, સ્ત્રી, પુત્ર, આદિ સર્વસ્વ, શ્રીહરિ કે જે ભક્તજનોના સર્વ દુઃખોને હરનારા છે, તેમને સમર્પણ કરવા પ્રતિજ્ઞા કરાવે છે.

## સર્વસમર્પણ શા માટે ?

આ ઠેકાણે કોઇ શંકા કરશે કે જીવમાત્ર તો **મમૈવાંશઃ** ઇત્યાદિ અનેક વાક્યોથી ભગવાનના અંશ છે, અને તેમાંથી નિકળેલા છે, તો જ્યારથી ઉત્પન્ન થયા ત્યારથી જ પ્રભુને અર્પણ થઇ ગયા છે, તો પછી તેનો પુનઃ સંબંધ શા વાસ્તે હોવો જોઇએ? તે પ્રશ્નનો ઉત્તર આટલો જ બસ થશે કે, જ્યાં સુધી જીવ પોતાની માતાના ગર્ભાશયમાંથી બહાર આવ્યો નથિ, ત્યાં સુધી તો તે તેમાંથી બહિઃ પ્રકટ થવાને પ્રભુ પ્રત્યે દીનતાથી ઘણી ઘણી પ્રાર્થના કરે છે, અને ત્યાં પ્રતિજ્ઞા કરે છે કે, 'હે ભગવન્! હું આપનું ભજન (ભક્તિ) ક્ષણવાર પણ વિસ્મરીશ નહિ, હે પ્રભો! હું આપનું દીનતાથી અહર્નિશ સ્મરણ કરીશ, મને આમાંથી કાઢો', આદિ અનેક પ્રકારે પ્રાર્થના (સ્તુતિ) કરે છે. ત્યારે તે દયાનિધિ, ભક્તવત્સલ, ભગવાન્ તે જીવને માતાના ગર્ભાશયમાંથી બહાર કાઢે છે. અર્થાત્ જીવ સ્થૂલ દેહને ધારણ કરે છે. પરંતુ મનુષ્યદેહ ધારણ કર્યા પછી જીવ પોતે કરેલી પ્રતિજ્ઞા ભૂલી જઇ, પ્રભુને અતિપ્રિય અને સર્વોત્કૃષ્ટ ભક્તિનો અંગીકાર નહિ કરતાં ભગવાનની માયાથી વિમોહિત થઇ અવિદ્યા (અજ્ઞાન)નો સ્વીકાર કરે છે, કે જે અવિદ્યા સર્વ શક્તિમાન્ પ્રભુએ આસુરી જીવોના વ્યામોહ માટે ઉત્પન્ન કરી છે. આવા સમયમાં પૂર્વ જન્મમાં સંચિત મહત્પુણ્ય તથા ભગવદીય સત્સંગના પ્રભાવથી પ્રભુભક્તિમાં પરાયણ થવા, એટલે કે ભગવદ્ભજન કરવા પ્રેરાય છે, અને પરમ કૃપાલુ શ્રીસદ્ગુરુદેવના શ્રીચરણમાં શરણ આવી પ્રશ્ન પૂછે છે કે, 'ભક્તિ પુરુષાર્થ કયા સુગમ પ્રકારે સિદ્ધ થાય?' તે જાણવા ઇચ્છતાં સદ્ગુરુ શરણ આવેલો જીવ જેનો અંશ છે, તેને 'ગ્રહી સોંપત





શ્રીગોવર્ધનનાથ' એટલે કે જીવને લઇ શ્રીગોવર્ધનધારણ કરવાવાળા શ્રીગોકુલેશ પ્રભુ છે, તેને સુપ્રત કરે છે.

## શ્રીગુરુની આવશ્યક્તા !

અહિં કોઇ શંકા કરશે, શું જીવ સત્સંગથી પ્રભુને શરણે જઇ શક્તો નથી ? અને શું ગુરુને જ તે બાબતનો એટલે કે ભગવાને સોંપવાનો ઇજારો છે ? તો તેવાઓને મારે કહેવું જોઇએ કે, બાપડાં ! તમો તમારાં છોકરાઓને અભ્યાસ કરવા માટે પાઠશાળા, નિશાળ, સ્કુલ, કોલેજ આદિમાં મોકલો છો, અને ત્યાં જો તેઓ શિક્ષનની આજ્ઞાનુસાર અર્થાત્ ગુરુજીની આજ્ઞા પ્રમાણે અભ્યાસ કરવા વર્તન કરે, તો જ તે સારો ધુરંધર વિદ્વાન્ અને વિશ્વવિખ્યાત થાય છે. કારણકે ત્યાં શાસ્ત્રપારંગત અનુભવ ધરાવનારા મહાપંડિતો રોકાયલા હોય છે, અને તેઓ તેમનું યથાર્થ હિત થાય તેવો સુગમ પથ પ્રદર્શિત કરે છે, અને તેથી શિષ્ય પોતાનું યથાર્થ શ્રેય સમજી શકે છે. પણ ધારો કે એક મનુષ્ય એમ ઇચ્છે કે મારે મારા છોકરાને ગુરુ પાસે ભણવા મોકલવો નથી, અને મારે તેને પારંગત વિદ્વાન કરવો છે તો ભાઇઓ, તેની તે આશા નિરાશા છે. કારણકે '*ગુરુ બિન જ્ઞાન નાહીં*'. એ લોકોક્તિથી ગુરુ અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરીને જ્ઞાનરૂપી પ્રદીપનો પ્રકાશ કરે છે એટલે કે વિદ્યારૂપી જ્ઞાનથી અંધકારરૂપી અજ્ઞાનનો ના શ કરે છે. આ સ્થળે એક હીરાનું દૃષ્ટાંત માર્ગદર્શક થઇ પડશે. હીરો એક ખનિજ પદાર્થ છે. અર્થાત્ તેને (હીરાને) ખાણમાંથી ખોદી કાઢવામાં આવે છે. જ્યારે તે તુરતનો કાઢેલો હોય છે ત્યારે તેના ઉપર માટી તથા પાષાણાદિ વળતેલાં હોય છે, પરંતુ તે હીરો જ્યારે કારીગર સંરક્ષણપૂર્વક સ્વચ્છ કરી પહેલ પાડી તૈયાર કરે છે, ત્યારે જ તેનું મૂલ્ય શું છે, તેની ઝવેરીઓને ખબર પડે છે. એવી રીતે જ્યારે મનુષ્ય અલ્પવયનો હોય છે, ત્યારે તેને સદ્ગુરુરૂપી કારીગરને હસ્તગત કરવાં તે (ગુરુ) તેને સદ્બોધરૂપી સંસ્કારોથી, સ્વભાવરૂપી પાષાણમૃત્તિકાને સ્વચ્છ કરી શુદ્ધ અન્ત:કરણવાળો એટલે કે પહેલ પાડેલો બનાવે છે ત્યારે જ તે હીરાસ્વરૂપ મનુષ્યની ઝવેરી સ્વરૂપ પ્રભુ પરીક્ષા કરે છે. અર્થાત્ પરમ દયાળુ પ્રભુ તે જીવને શરણે રાખે છે, તે વિના પ્રભુ તેનો અંગીકાર કરતા નથી. અત:એવ ગુરુને પ્રથમ શરણે જવાનું સનાતન-શાસ્ત્રોમાં કહ્યું છે.

આ સ્થળે એક દૃષ્ટાન્ત હું આપની સમક્ષ રજુ કરીશ. એક મનુષ્ય પોતાના ગુરુ પ્રત્યે અતીવ ભક્તિભાવ રાખતો હતો, એટલે કે ગુરુની આજ્ઞાનુસાર પોતે પોતાનું સદ્વર્તન કરતો હતો, તેવું વર્તન કરતાં ઘણો સમય વ્યતીત થયો. તેની અન્તર્યામી પ્રભુએ પ્રસન્ન થઇ તેને સાક્ષાત્ પ્રકટ થઇ તેના ગુરુની સાન્નિધ્યમાં દર્શન દીધાં. આ ઉપરથી તે સંસ્કારી જીવે (મનુષ્યે) જાણ્યું કે આ જે સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ ભગવાને આ પામર પર પૂર્ણ કૃપા કરી મને દર્શન દીધાં છે. માટે આ સમય ન ચૂકતાં મારે અવશ્ય પ્રભુને





દંડવત્પ્રણામ કરવા જોઇએ, પરંતુ નિકટ ઉભેલા પોતાના ગુરુજીને જોતાં મનમાં વિચાર આવ્યોં કે, મારે પ્રથમ કોને પ્રણામ કરવા? આમ પોતાના મનથી વિચાર કરતાં તેને સત્વર જણાયું કે મારામાં રહેલા અજ્ઞાનનો નાશ કરી શ્રીહરિનો સાક્ષાત્કાર કરાવનાર અન્ય કોઇ નહિં, કિન્તુ આ મારા ગુરુજી જ છે. માટે જેના અનુગ્રહથી મને આ મહાન્ સમય પ્રાપ્ત થયો છે, તે જ ગુરુજીને મારે પ્રથમ નમન કરવું જોઇએ, કારણકે તેના સદ્બોધ વિના મારી કલુષિત બુદ્ધિ કદાડિ નિર્મળ બની પ્રભુપરાયણ થાત નહિ. અને પરમકૃપાળુ પ્રભુ કદાપિ આ પ્રકારે દર્શન દેત નહિં, આમ વિચારી બોલ્યો કે

**ગુરુ ગોવિન્દ દોનોં ખડે, કિનકું લાગું પાય;**

**બલિહારી ગુરુ આપકી ગોવિંદ દિયે બતાય ।**

ત્યારે તે મનુષ્ય પ્રથમ પોતાના શ્રીગુરુદેવના શ્રીચરણકમલમાં મસ્તક નમાવીને પછી શ્રીહરિના શ્રીચરણકમલમાં દંડવત્ કર્યા. તેથી સંપૂર્ણ સનાતન-શાસ્ત્રમાં પ્રથમ શ્રીગુરુને શરણે જવાનું કહ્યું છે. અથર્વવેદના મુંડકોપનિષદ્માં પ્રથમ મુંડકના દ્વિતીય ખંડમાં કહેલું છે કે :

**તદ્વિજ્ઞાનાર્થં સ ગુરુમેવાભિગચ્છેત્ સમિત્પાણિઃ શ્રોત્રિયં બ્રહ્મનિષ્ઠમ્** ।।

બ્રહ્મવિદ્યા જાણવા માટે શિષ્યે સમિત્પાણિ (*હાથમાં સમિધાવાળા-આપણા પૂર્વજ ઋષિમુનિઓએ તત્તત્ શાસ્ત્રોમાં સમિધાનું માહાત્મ્ય અત્યુત્તમ પ્રકારનું વર્ણવેલું છે. પ્રાચીન સમયમાં ગુરુશરણાગતિ લેવા માટે શિષ્ય કુશસમિધા લઇ ગુરુશરણે જતો હતો. અતએવ* **સમિત્પાણિ** *શ્રુતિમાં કહ્યું છે. સમયપરિવર્તનને લીધે હમણાં ગુરુશરણે જતાં શ્રીફલ આદિ ભેટ ધરે છે. શાસ્ત્રોમાં એવો નિયમ છે કે,* **રિક્તહસ્તેન ન ગન્તવ્યમ્** *- શ્રીગુરુદેવ-શ્રીપ્રભુને સન્મુખ ખાલી હાથે ન જવું*) થઇને વેદશાસ્ત્રને જાણનાર બ્રહ્મનિષ્ઠ ગુરુને સન્મુખ (શરણે) જવું. આ શ્રુતિમાં ગુરુના વિશેષણરૂપ જણાવેલું છે કે, ગુરુ શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ હોવા જોઇએ. તેનું કારણ એવું છે કે, ગુરુ કેવલ બ્રહ્મનિષ્ઠ હોય છે. તેમ કેવળ શ્રોત્રિય જ હોય તો તે ઉપદેશ તો કરી શકે છે, પરન્તુ બ્રહ્મનિષ્ઠ નહિ હોવાને લીધે શિષ્યની બ્રહ્મમાં શ્રદ્ધા થતી નથી. તેથી જ બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય એવાં બે વિશેષણો ગુરુને વાસ્તે આપ્યાં છે, તેમ જ સામવેદીય છાન્દોગ્ય ઉપનિષદ્ના છઠ્ઠા પ્રપાઠકના ૧૪માં ખંડમાં કહ્યું છે કે '**આચાર્યવાન્ પુરુષો વેદ**' આચાર્ય (ગુરુ)વાળો પુરુષ (બ્રહ્મસ્વરૂપને) જાણે છે.

જેમ કોઇ મનુષ્યને આંખે પાટા બાંધીને અરણ્યમાં લઇ જઇ છોડી દીધો હોય, તે મનુષ્યને પોતાના સ્થાન તરફ ગમન કરવાનો માર્ગદર્શક કોઇ અન્ય પુરુષ જ્યારે મળે, અને તે પુરુષ માર્ગ દર્શાવે, ત્યારે તે મનુષ્ય પોતાના સ્થાનને પ્રાપ્ત કરી શકે છે. તેવી રીતે અત્ર પણ મનુષ્યને બ્રહ્મસ્વરૂપપ્રદર્શક ગુરુ મળે તો જ





તે પુરુષ, બ્રહ્મને જાણી શકે છે. તેમ જ શ્રીભાગવતમાં સ્કંધ ૧૧ અધ્યાય ૩માં શ્લોક ૨૧-૨૨માં પ્રબુદ્ધ યોગેશ્વરે નિમિરાજાને માયા તરવાના ઉપાયો કહ્યાં છે, ત્યાં કહ્યું છે :

**તસ્માદ્ ગુરું પ્રપદ્યેત જિજ્ઞાસુઃ શ્રેય ઉત્તમમ્ ।**
**શાબ્દે પરે ચ નિષ્ણાતં બ્રહ્મણ્યુપશમાશ્રયમ્ ।।**
**તત્ર ભાગવતાન્ ધર્માન્ શિક્ષેદ્ગુર્વાત્મદૈવતઃ ।**
**અમાયયાનુવૃત્ત્યા યૈસ્તુદાત્માત્મદો હરિઃ ।।**

ઉત્તમ કલ્યાણ (મોક્ષપદ)ની જીજ્ઞાસાવાળા શિષ્યો વેદાત્મક બ્રહ્મ અને પરબ્રહ્મ (શ્રીકૃષ્ણનું સ્વરૂપ) યથાર્થ પ્રકારે જાણતા હોય એવા શાન્તિવાળા ગુરુનાં શરણે જાય, અને તેનાં શરણે જઈને તે ગુરુને જ પોતાનું દૈવત (સર્વસ્વ સમજીને કપટ વિના ગુરુસેવા કરી, તેમનાં સાન્નિધ્યમાં ભગવદ્ધર્મો શિખે, જે ધર્મોએ કરીને સર્વના આત્મારૂપ અને પોતાના સ્વરૂપનું દાન કરનાર એવા શ્રીહરિ પ્રસન્ન થાય છે.

**કેવા લક્ષણવાળા ગુરુ દ્વારા શ્રીહરિની શરણે જવું જોઇએ ?**

શુદ્ધ વૈદિક સંપ્રદાયના ગુરુના લક્ષણો શાસ્ત્રોમાં નીચે પ્રમાણે કહ્યાં છે. તત્ત્વદીપનિબંધના સર્વનિર્ણય પ્રકરણમાં ગુરુનાં લક્ષણો વિષે શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે કે :-

**કૃષ્ણસેવાપર વીક્ષ્ય દંભાદિરહિતં નરમ્ ।**
**શ્રીભાગવતતત્ત્વજ્ઞં ભજેજ્જિજ્ઞાસુરાદરાત્ ।।**

શ્રીકૃષ્ણની સેવામાં પરાયણ, દંભાદિ ગુણોથી રહિત, નર અને શ્રીમદ્ ભાગવતનાં તત્ત્વને જાણનાર ગુરુને જોઇને ધર્મના સ્વરૂપની જીજ્ઞાસા રાખનાર મનુષ્ય આદરથી સેવન કરે છે. તેમજ અન્યત્ર પણ સારસંગ્રહ, ભાગવતત્ત્વવિવેક વિગેરેમાં કહ્યું છે કે :-

**આચાર્યં સંશ્રયેત્પૂર્વમનવદ્યં વૈષ્ણવમ્ દ્વિજમ્ ।**
**શુદ્ધસત્ત્વગુણોપેતં ન વેંઞ્યાકર્મકારકમ્ ।।**

દોષરહિત, વૈષ્ણવ, બ્રાહ્મણ, શુદ્ધ સત્ત્વગુણથી યુક્ત નિત્યનવીન (પ્રત્યહ પ્રભુમાં પ્રીતિપૂર્વક ઉત્સાહથી) સેવાનાં કાર્યો કરનાર આચાર્યોનો આશ્રય કરવો એ આપણું (મનુષ્યોનું) મુખ્ય કર્તવ્ય છે, અને તે દ્વારા જ ભગવચ્ચરણારવિંદની પ્રાપ્તિ કરી શકે છે. આવા ગુરુ આ યુગમાં શ્રીવલ્લભાધીશ્વર અને આપશ્રીનો વંશ છે.

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૯. શ્રાવણ ૧૯૭૪માંથી સાભાર ।।*

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। સ્વમાર્ગીય-શરણ-સમર્પણ-સેવાદિ-નિરૂપણમ્ ।।

(અનુવાદક-વિવેચક :- શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

### બ્રહ્મસમ્બન્ધ સંસ્કાર

(બ્રહ્મસમ્બન્ધથી શો અધિકાર મળે છે, એ જણાવે છે:- )

सेवासंस्काररूपत्वाद्विदध्यात् सेवनां सदा ।

ब्रह्मसम्बन्धिता जीवदेहसम्बन्धिवस्तुषु ।। २५ ।।

બ્રાહ્મણના બાલકને વૈદિક કર્મો કરવાનો અને વેદ ભણવાનો અધિકાર જ્યારે એને ગાયત્રીમન્ત્રનો ઉપદેશ કરીને યજ્ઞોપવીત (જનોઇ) સંસ્કાર કરવામાં આવે છે ત્યારે મળે છે. ગાયત્રીમન્ત્રથી યજ્ઞોપવીત સંસ્કાર થયા પછી એ બ્રાહ્મણ બાલક વૈદિક કર્મો કરવાનો અધિકાર ધરાવે છે. એ જ દષ્ટાંત પ્રમાણે જીવને જ્યારે બ્રહ્મસમ્બન્ધ થાય છે ત્યારે જ જીવ સેવાનો અધિકારી બને છે. શ્રીવલ્લભ વંશજ શ્રીદ્વારભૂત શ્રીગુરુદેવ દ્વારા બ્રહ્મનો સમ્બન્ધ થવો એ એક સંસ્કાર છે. એ સંસ્કાર અલૌકિક છે, અને એ થયા પછી જ સેવાનો અધિકાર મળી શકે છે; માટે સેવાના સંસ્કારરૂપ બ્રહ્મસમ્બન્ધ થયા પછી નિરંતર સેવા કરવી. ગાયત્રી મન્ત્રનો ઉપદેશ થયા પછી યજ્ઞોપવીત ધારણ કર્યા પછી જો બ્રાહ્મણ બાલક સંધ્યાદિક ન કરે તો જેમ બ્રાહ્મણપણામાંથી ટળી જાય છે, તેમ બ્રહ્મસમ્બન્ધ થયા પછી સેવા ન કરે તો વૈષ્ણવપણું રહે નહિં, માટે બ્રહ્મસમ્બન્ધરૂપી સંસ્કાર થયા પછી સેવા આવશ્યક કરવી, કારણકે જીવ, દેહ, અને જીવ તેમ દેહ સંબંધી વસ્તુઓનો બ્રહ્મસમ્બન્ધ થયા પછી એ બધી વસ્તુઓનો સમ્બન્ધ ભગવાન સાથૈ છે, માટે એ સર્વનો વિનિયોગ નિરંતર ભગવાનની સેવામાં જ કરવો. ૨૫

सर्वदोषविमुक्तत्वं स्वस्मिन्नपि विभावयेत् ।

सर्वथा सर्वदैवापि न चाद्यादसमर्पितम् ।। २६ ।।

तद्भक्षणे भवेदेवाब्रह्मसम्बन्धिवस्तुतः ।

सर्वत्र ब्रह्मसम्बन्धभावनानाश एव हि ।। २७ ।।

શ્રીમહાપ્રભુજી સિદ્ધાંત રહસ્ય ગ્રંથમાં આજ્ઞા કરે છે કે : - 'બ્રહ્મસમ્બન્ધ કરવાથી સર્વ દોષો દૂર ચાલ્યા જાય છે. સર્વ લોકોના જીવ અને દેહના સર્વ દોષો નાશ પામે છે, ફરીથી લાગતા નથી'. એ આજ્ઞા





પ્રમાણે પોતાનામાં પણ એવી ભાવના કરવી કે, હું સર્વ દોષોથી મુક્ત થઇ ગયેલો છું. જીવ પોતે સ્વભાવથી જ દુષ્ટ છે, પરંતુ શ્રીગીતાજીમાં કહ્યાં પ્રમાણે પ્રભુ દોષરહિત અને સમ હોવાથી, એમનો સંબંધ થયા પછી જીવ દોષરહિત અને સમ થઇ જાય છે. માટે બ્રહ્મસમ્બન્ધ થયા પછી કોઈપણ સમયે પ્રભુને સમર્પ્યા વિના વસ્તુ પોતાના ઉપયોગમાં કદાપિ લેવી નહિ. સેવકનો ધર્મ એ જ છે કે પોતાના સ્વામીના આજ્ઞાથી પોતાના સ્વામીના ઉપયોગમાં આવી ગયા પછી જે કાંઇ મળી જાય તેજ ઉપયોગમાં લેવું જોઈએ. એવી જ રીતે પ્રભુને સમર્પ્યા પછી પ્રસાદી અન્ન જ લેવું. અસમર્પિત પદાર્થનું જો ભક્ષણ કરવામાં આવે તો બ્રહ્મસમ્બન્ધની ભાવનાનો નાશ થાય. પ્રભુને જે વસ્તુ ન સમર્પાયેલી હોય તે વસ્તુ બ્રહ્મસમ્બન્ધ વિનાની ગણાય છે. પોતાને બ્રહ્મસમ્બન્ધ થયો છે અને પોતે બ્રહ્મસમ્બન્ધ વિનાની વસ્તુને ઉપયોગમાં લે, તો બ્રહ્મસમ્બન્ધની જે ભાવના છે કે હું દોષથી રહિત થયો છું, એ ભાવનાનો નાશ થઇ જાય. એટલે કે દોષવાળો એ જીવ થાય. માટે સર્વથઅ કોઈપણ સમયે અસમર્પિત અન્ન લેવું નહિં. ૨૭

(બધુ પ્રભુને સમર્પવું એની સૂક્ષ્મ-બારીક સમજણ આપે છે :- )

लौकिकं वैदिकं वापि कुर्यात् सर्वं समर्पितम् ।

अतः सर्वेषु कार्येषु कुर्यादादौ समर्पणम् ।। २८ ।।

લોકના વ્યવહારનાં કાર્યોમાં જે વસ્તુ વાપરવાની હોય, વિવાહાદિક કાર્યોમાં, જ્ઞાતિભોજનમાં વગેરે કાર્યોમાં જે વસ્તુ વાપરવાની હોય તે બધી વસ્તુ પ્રભુને સમર્પણ કરીને પછી એ વસ્તુનો ઉપયોગ કરવો. વેદમાં યજ્ઞ વગેરે કાર્યોમાં પણ પહેલાં પ્રભુને સમર્પ્યા પછી જ જોઇતી વસ્તુઓ ઉપયોગમાં લેવી. એટલા માટે જ સર્વ વિષ્ણુને નિવેદન કરેલા અન્નથી બીજા દેવતાઓનું યજન કરવું એમ પદ્મપુરાણમાં કહ્યું છે. શ્રીમદ્ ભાગવતમાં એ સિદ્ધાંત પ્રકટ છે. ૨૮

(વળી જે વસ્તુ જેવી રીતે સમર્પણ કરવાને યોગ્ય હોય તે વસ્તુ તેવી રીતે સમર્પવી, જેમ વસ્ત્ર વગેરે; એ વિશે વધારે ખુલાસો આગળ આપવામાં આવશે :- )

यथा समर्पणे योग्यं यत्तथा तत्समर्पयेत् ।

यज्ञादिषु विवाहादौ प्रदर्श्यं निखिलं हरेः ।। २९ ।।

गृहीत्वैव तदादेशं पश्चातं कार्याणि साधयेत् ।। २९.५ ।।

જે વસ્તુ જે પ્રકારે સમર્પી શકાતી હોય તે વસ્તુ તે પ્રકારે સમર્પવી. યજ્ઞયાગાદિકમાં અને વિવાહાદિકમાં સર્વ પદાર્થો પ્રભુ સમક્ષ ધરવા, અને પ્રભુની આજ્ઞા લીધઅ પછી યજ્ઞયાગાદિક અને





વિવાહાદિક કાર્યો સાધી લેવાં. સેવકનો ધર્મ એ જ છે કે પોતાના સ્વામીને દેખાડ્યા વિના અને એની આજ્ઞા થયા વિના કાંઇ પણ કાર્ય સ્વતન્ત્ર રીતે કરવું નહીં. એજ પ્રમાણે અહીં પણ પ્રભુને નિવેદન કર્યા વિના કોઇપણ લૌકિક-વૈદિક કાર્યો સ્વતન્ત્ર રીતે ન કરવાં, પરંતુ સર્વ નિવેદન કરીને આપની આજ્ઞા મેળવીને જ સર્વ કાંઇ કરવું એ સેવકનો મુખ્ય ધર્મ છે. ૨૯ા

(પોતે જે પદાર્થોનો ઉપયોગ કર્યો હોય તે પદાર્થ પ્રભુને સમર્પવો નહિ એમ આપશ્રી આજ્ઞા કરે છે :- )

न स्वार्धमुक्तं कृष्णाय समर्प्यमिति निश्चयः ।। ३० ।।

અર્ધભુક્ત એટલે જે પદાર્થ આપણા ઘરમાં હોય, જેમકે ફલ, ફૂલ, વસ્ત્ર, વગેરે તેમાંથી થોડો ભાગ પોતાની વપરાશમાં લીધેલ હોય તો એ વધેલો-બાકી વધેલો અર્ધભુક્ત પદાર્થ સદાનંદ શ્રીકૃષ્ણને કદાપી સમર્પવો નહિ, એમ નિશ્ચય કરવામાં આવ્યો છે. શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે : દેવના દેવ શ્રીકૃષ્ણને અર્ધભુક્ત કદાપી સમર્પવું નહિં. આ ઉપરથી અર્ધભુક્ત પ્રભુને ધરૂવાની શ્રીહરિરાયજીએ પણ ના કહી, તેમાં મુખ્ય કારણ પણ સહજમાં જાણી શકાય છે. ૩૦

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

---

## વાર્તા સાહિત્યની ભાવ ભૂમિ

...ગતાંકથી આગળ

કૃપા કોઇ એક પ્રકારની નથી હોતી, અનેક પ્રકારે નિર્હેતુક, હેતુક પણ હોઇ શકે, પણ તે જીવની અધિકારીતા પર નિર્ભર છે. વૈષ્ણવોની વાર્તા કેવળ એક વાંચન શોખ ન રાખતાં, હવેથી આપણે સત્યરૂપે સમજીશું. શ્રીમહાપ્રભુજી, શ્રીપરમદયાલ શ્રીગુંસાઈજી પ્રભુચરણ અને સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલનાથ પ્રભુચરણ, કે જેમણે આ માર્ગ પર અતિ કૃપા કરી માર્ગના બોધને વાર્તા સ્વરૂપે પ્રકટ કરી. આઓ, આપણે વાર્તાની ભાવભૂમિને સમજીએ.

*વાર્તા સાહિત્યમાં અનુગ્રહનું સ્વરૂપ અને ભગવદ્ સામર્થ્ય* :- હવે શ્રીમહાપ્રભુજી ભૂતલ ઉપર પ્રકટ થયા-દૈવી-જીવોના ઉદ્ધાર માટે. તે દૈવી જીવોનો ભગવાનથી વિખૂટા પડ્યાને ઘણો કાલ થઇ ગયો છે. આથી





શ્રીમહાપ્રભુજી 'સહસ્ર પરિવત્સર' કહી રહ્યાં છે. ત્યારે શ્રીઠાકોરજીને લીલામાં તે જીવો માટે દયા ઉપજી અને શ્રીઆચાર્યજીને આજ્ઞા કરી, જો તમે ભૂતલમાં પધારો અને દૈવી જીવોનો ઉદ્ધાર કરો. (ઘરુવાર્તા).

આમાં ભગવાનને દયા ઉત્પન્ન થઇ લખ્યું છે. આજ **અનુગ્રહ** નો સ્થાઇ ભાવ છે. જ્યારે માર્ગમાં કે આ અનુગ્રહમાર્ગમાં શ્રીપ્રભુ જ બીજરૂપથી પ્રતિષ્ઠિત છે. પ્રભુતો સર્વ ઉપર કરૂણા જ કરે છે. આથી પુષ્ટિમાર્ગમાં પ્રભુ પણ **પુષ્ટિસ્થ** કહેવાય છે. જ્યારે પ્રભુને ભૂતલના જીવો ઉપર દયા ઉપજી ત્યારે તે જીવ ઉપર અનુગ્રહ કરવા માટે પોતાના મુખકમલના અધિષ્ઠાતા વાણીના અધિપતિ શ્રીવલ્લભને જીવોનો અંગીકાર કરવા માટે ભૂતલ પર પધરાવ્યા છે. આપ પણ શ્રીગોવર્ધનનાથજીના અર્ચાવતાર (દેવરૂપ અવતાર) રૂપથી શ્રીગિરિકન્દરામાં પ્રગટ થયા છે. આનો ઉલ્લેખ પરમાનન્દાસજીની વાર્તામાં આ પ્રકારે છે.

''અને જ્યારે શ્રીનાથજીની આજ્ઞાથી શ્રીઆચાર્યજી મહાપ્રભુ ભૂતલ પર પ્રગટ થયા, તે દૈવી જીવોના ઉદ્ધાર માટે છે, અને તેમજ તે પ્રકારે શ્રીઠાકોરજીનો પરિકર સઘળો પ્રગટ થયો. શ્રીસ્વામિનીજી સ્વરૂપે શ્રીમહાપ્રભુજી, શ્રીપરકિયા ભાવરૂપ શ્રીચન્દ્રાવલીજી સ્વરૂપે શ્રીગુંસાઇજી અને શ્રીલલિતાજી સ્વરૂપે દામોરદાસ હરસાનીજી ઇત્યાદિ.

આ કથનનું તાત્પર્ય એ છે કે દૈવીજીવોના ઉદ્ધાર માટે શ્રીઆચાર્યચરણ લીલાપરિકરસહિત પ્રગટ થયા ત્યારે શ્રીગોવર્ધનનાથજી પણ પર્વતમાંથી શ્રીઆચાર્યજી મહાપ્રભુજી માટે પ્રગટ થયા છે. શ્રીઆચાર્ય શ્રીમહાપ્રભુજી માટે શ્રીનાથજી એક કારણથી પ્રગટ થયા કે ભૂતલ પર સેવા માર્ગ પ્રગટ કરવો છે. તેમાં સ્વામી-સેવક ભાવની સ્થિતિ આવશ્યક છે. સ્વામી ભાવથી શ્રીગોવર્ધનનાથજી અને સેવક ભાવથી શ્રીઆચાર્યજી સ્વરૂપથી પ્રગટ થઇ સ્વામી-સેવક ભાવની સેવા આપે પ્રગટ કરી છે. આ ભાવની સેવા દ્વારા **અનુગ્રહ** ને પ્રગટ કર્યો છે. જેના પ્રાયતઃ પ્રત્યેક વાર્તામાં ઉલ્લેખ મળે છે.

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા, યુ.એસ.એ







# પુષ્ટિશિખર

### ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

...ગતાંકથી આગળ

ખરી રીતે પતિભાવે પણ શ્રીકૃષ્ણને ભજનારાઓની બુદ્ધિ ભગવાનમય થઇ જઇ લૌકિક કામ નિવૃત્ત થાય છે, અને તેથી તેઓ સ્વરૂપાનંદના ઉત્તમમાં ઉત્તમ અધિકારી થાય છે. એજ નિઃસીમ માહાત્મ્ય છે, રમણીય સિદ્ધાન્ત છે. બીજા માર્ગમાં દોષની નિવૃત્તિ જ્ઞાન, ભક્તિ વગેરે ધર્મથી થાય છે અને આ કમનીય, સુન્દર, માર્ગમાં તો દોષની જ સંભાવના નથી, પરંતુ એવો કોઇ અવર્ણનીય ઉત્કટ ભાવ જાગે છે કે જ્ઞાન, ભક્તિ વગેરે ધર્મરૂપ સાધનથી પણ હૃદયમાં સંતોષ થતો નથી, સાક્ષાત્ રસાત્મક ધર્મિના સ્વરૂપના ગાઢ સંયોગ વિના એ અસંતોષ, એ અસ્વાસ્થ્ય, સહજ થઇ રહે છે. ત્યારે તે સંયોગમાં આવતા સર્વ પ્રતિબંધનું નિવારણ પણ સાક્ષાત્ ધર્મિસ્વરૂપ પોતાની કૃપા વડે, પોતાના જ ખળ વડે, કરી દે છે. અને આમ બધું કાર્ય ધર્મિસ્વરૂપ પોતાના બળથી કરી લે એ આ માર્ગમાં પરમ ઉત્કર્ષ છે. આ અલૌકિક શ્રૃંગાર રસનો પ્રાકૃત વિષયભોગ સાથે સંભ્રમ-ગોટાળો-ન કરવો. શ્રીભાષ્યકાર શ્રીમહાપ્રભુજી પ્રથમ નીચે પ્રમાણે પૂર્વ પક્ષ દર્શાવે છે- ‘ननु लोके अपि श्रृङ्गाररसभाववति पुंसि नार्यां च त्वदुक्तभावसंबन्धिव्यभिचारिभावाः श्रयन्ते सा एव सर्वत्र स एव सर्वत्र इति, एवं सति लौकिकसधर्मत्वात् न त्वदुक्तभावस्य अलौकिकज्ञानादिभ्यः अधिक्यं वक्तुं शक्यम् अलौकिक विषयत्वात लौकिकत्वमपि न तथा इति भवति संशयः’ અર્થાત્ : લોકમાં પણ શ્રૃંગાર રસવાળા પુરુષ અને સ્ત્રીમાં સિદ્ધાન્તીએ દર્શાવેલા શ્રૃંગારરસના વ્યભિચારી ભાવો હોય છે એમ નાટ્યશાસ્ત્ર અને સાહિત્ય શાસ્ત્રના ગ્રન્થોમાં જોવામાં આવે છે. નાયકને એવો ભાવ થાય છે કે મારી પ્રિયા બધેય છે, અને નાયિકાને એવો ભાવ થાય છે કે મારો પ્રિય બધેય છે. આ પ્રમાણે લૌકિક ભાવના જેવો જ ભાવ સિદ્ધાન્તમાં જોવામાં આવે છે, એટલે સિદ્ધાન્તીએ જણાવેલો સર્વાત્મભાવ અલૌકિક જ્ઞાન વગેરેથી અધિક છે એમ કહી શકાશે નહિ; અને વળી આ સર્વાત્મભાવનો વિષય અલૌકિક છે એટલે તેને લૌકિક પણ કહી શકાશે નહિ. (અણુભાષ્ય ૩.૩.૫૭) પછીથી તેઓશ્રી ભાષ્યના સાધનાધ્યાયના-ત્રીજા અધ્યાયના-તૃતીયપાદના ૫૭માં તત્ત્વસૂત્રમાં વિષય અને અલૌકિક શ્રૃંગારરસનું તારતમ્ય નિરુપણ કરે છે. ખરી રીતે લૌકિક વિષય રસ જ નથી. પણ રસાભાસ-રસનો આભાસ-માત્ર છે. એમ રસશાસ્ત્રમાં નિરુપણ કરેલ છે, તે તેના દૃષ્ટાન્તથી

તેવી રીતના ભાવવાળાં ભગવાનના ભક્તોની (ભગવાન વિના વિહ્વલ થઇ જવા વગેરે) રીતિની ભાવના કરવા માટે ઋષિઓએ નિરૂપણ કરેલ છે, કંઇ લૌકિક વિષયમાં ઋષિઓનું તાત્પર્ય હોય એ યોગ્ય નથી. 'लौकिकपुंसि नार्यां वा तदाभासो रसशास्त्रे निरूप्यते तद्दृष्टान्तेन भगवद्भाववद्भक्तरीतिभावनार्थं, न तु ऋषीणां लौकिके तात्पर्यं भवितुमर्हति' એમ સ્પષ્ટ આજ્ઞા છે.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## સત્સંગ સૂધા

### વખત અને સગવડ છતાં પણ સત્સંગનો લાભ નહિ લે તેઓને પસ્તાવું પડશે

ચોમાસાની અગાઉ જે ખેડૂત પોતાનાં ખેતર ખેડીને તૈયાર નથી રાખતો, તેનું આખું વરસ બગડે છે, તેમજ જે માણસ પોતાની આ અમૂલ્ય જીવનમાં સત્સંગમાં ભળીને ઈશ્વરને ઓળખાણ નથી કરી લેતો તેનો આખો ભવ બગડે છે. આ ચાલુ જીવન એ પણ મોસમ-ઋતુ છે. આ મનુષ્ય અવતાર એ પ્રભુની કૃપાનું ફળ છે, એ ઋતુનો-એ કૃપાનો લાભ સત્સંગને રસ્તે આપણે નહિ લઇ શકીએ તો એ ફરી ફરી મળે એવી નકામી વસ્તુ નથી. દુનિયાની ઘણી વસ્તુ જો આપણને પાછી મળી શકશે; પણ એક ક્ષણ પણ કોઈ જીવન આપી શકે તેમ છે ? જગતના સગળા વૈભવ અને આખી પૃથ્વીનું રાજ્ય આપ્યાથી પણ, એક ક્ષણ પણ વધારે જીવન મળી શકે તેમ નથી. આવી અમૂલ્ય જીવન સત્સંગનો આનંદ ભોગવ્યા વિના, પ્રભુને યાદ કર્યા વિના, પ્રભુનું સ્વરૂપ સમજ્યા વિના અને પ્રભુની આજ્ઞા પાળ્યા વિના ચાલી જાય, એ શું દિલગીરીની વાત નથી ? એમ ન થાય માટે, ચેતો, ચેતો અને હંમેશા સત્સંગમાં મચ્યા રહો.

## શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યકત બત્તિસ લક્ષણ

### એકતીસમો લક્ષણ – સેવા-સત્સંગ કરવાં

અબ ઈકતીસમો લક્ષણ કહેત હેઃ - જો વૈષ્ણવકો એસે યોગ્ય હે જો નિત્યકૃત (નિત્યકર્મ) પહેલે કરે સો યા રીતિસોં કરની. જો (વ્યક્તિક્રમ ભંગ-ઉલ્લંઘન) ન કરે નિત્યકૃત કરિકે મંદિર આગે સોહની દે. પૂર્વવત્ પ્રકારસોં શાસ્ત્રમેં કહ્યો હે જા રીતિસોં કરે ફિરિ ભગવદ્ વાર્તા કરે સેવા-કથા ભગવદીનસોં મિલિકે





કરની. તા પાછે લૌકિક કાર્ય કરે. શ્રીઠાકોરજીકો સ્મરણ કરે. સત્સંગકો આચરન કરે. કુસંગકો ત્યાગ કરે. કુસંગ પાપકો મૂલ હે, તાતે ભગવદીનસોં મિલાપ કરનો. તાહીમેં કલ્યાણ હે. ૩૧

।। ઈતિ શ્રીઈકતીસમો લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## આશ્રયકો પદ

### શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ

અબ વસ નાહીં નાથ રહ્યૌ;
વિપ્રયોગ છુડાઈ હો કબ નાહીંન જાત સહ્યૌ ।। ૧ ।।
આપ ઈચ્છા પ્રબલ જાંની પ્રેમ તાપ સહ્યૌ ।
શ્રીવિઠ્ઠલકે પ્રભુ તુમ પકરી બાંહ્ય ગ્રહ્યૌ ।। ૨ ।।

**।। શ્રીવલ્લભનો સિદ્ધાંત ।।**

**નાશ્રિતો વલ્લભાધીશો ન ચ દૃષ્ટા સુબોધિની ।**
**નારાધિ રાધિકાનાથો વૃથા તજ્જન્મ ભૂતલે ।।** *(શ્રીહરિરાયચરણ વિરચિતા)*

*અર્થાત્ :- જેણે શ્રીવલ્લભાધીશનો આશ્રય કર્યો નથી, શ્રીસુબોધિનીજીના દર્શન કર્યા નથી, શ્રીરાધિકાનાથ શ્રીગોકુલેશ-શ્રીકૃષ્ણની આરાધના કરી નથી, તેવાઓ માટે આ ભૂતલમાં જન્મ લેવો વૃથા-વ્યર્થ છે.*

*વર્તમાન સમયમાં આપણે આજે આવું જ ચાલે છે. શ્રીમહાપ્રભુજીનો આશ્રય નહીવત્, તો પછી શ્રીસુબોધિનીજીના દર્શન ક્યાંથી થાય? શ્રીવલ્લભાધીશ કૃપા કરે તોજ શ્રીસુબોધિનીજીના દર્શનની કામના હૃદયનાં સ્ફુરીત થાય. પણ આજે આપણે કેવળ બહાર ભટકતું જીવન બનાવી કેવળ તૈયાર સામગ્રીમાંજ મોહ રાખી સ્વ-સેવકપણું સિદ્ધ કરી શક્તા નથી. શ્રીવલ્લભાધીશના માર્ગમાં નિયમ શ્રીવલ્લભાધીશનો ચાલે, અને શ્રીવલ્લભાધીશની કરેલ આજ્ઞાઓજ ચાલે. અને જો એ પ્રમાણે આપણે પોતાનું જીવન કર્યુ છે, તો પછી શ્રીરાધિકાનાથ શ્રીગોકુલેશ-શ્રીકૃષ્ણપણ કૃપા કરી આપણી પાસે સેવા-ટહેલ કરાવશે. અને જો મનઃકલ્પિત પ્રકારે માર્ગને અનુસરીશું, તો પછી આપણે માર્ગમાં જ નથી, અને ભુતલપર જન્મ લેવો વૃથા-વ્યર્થ બની જાય છે.*

*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

# આચાર્ય પરિચય

## -: દશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજી મહારાજ :-

## (સં.૧૭૧૪)

વંશાવલી

શ્રીમહાપ્રભુજી શ્રીવલ્લભાચાર્યજી
↓
શ્રીગુસાંઇજી
↓
શ્રીબાલકૃષ્ણજી
↓
શ્રીપીતાંબરજી
↓
શ્રીયદુનાથજી
↓
શ્રીપીતાંબરજી
↓
શ્રીપુરુષોત્તમજી.

### -: ચરિત્ર :-

*પ્રાકટ્ય, યજ્ઞોપવિત, વિદ્યાધ્યયન.*

અઢારમી સદીના એક મહાન્ પ્રતિભાશાળી સર્વતંત્ર-સ્વતંત્ર આચાર્યવર્ય દશદિગંતવિજયી શ્રીપુરુષોત્તમજી મહારાજનો પ્રાગટ્ય સં.૧૭૧૪ના ભાદ્રપદ શુક્લ ૧૧ના રોજ શ્રીમદ્ ગોકુલમાં થયો હતો. એક સાંપ્રદાયિક માન્યતા પ્રાકટ્ય સં.૧૭૨૪ ગણાવે છે, પણ એક પ્રાચિન હસ્તપ્રત નાથદ્વારાના શ્રીનૃસિંહલાલજી પંડ્યા પાસેથી શ્રીપુરુષોત્તમજીના જન્માક્ષર પ્રાપ્ત થયેલ તેના આધારે આપનું પ્રાગટ્ય સં.૧૭૧૪ બરોબર છે. આપશ્રીના પિતૃચરણનું નામ શ્રીપીતાંબરજી મહારાજ હતું. શ્રીમદ્ વલ્લભાચાર્યચરણથી ગણના કરતાં શ્રીપુરુષોત્તમજી મહારાજ સાતમી પેઢીએ પ્રકટ થયા હતા. બાલ્યાવસ્થામાં આપશ્રીની વિદ્યોપાર્જન તરફ વિશેષ અભિરુચિ ન હતી. સ્વકુલપરંપરાપ્રાપ્ત પ્રભુ-સેવાદિ ધર્મ તરફ તો આપશ્રીની અત્યંત આસક્તિ હતી. આપશ્રીને યથાસમય યજ્ઞોપવિતસંસ્કાર થયા પછી પિતૃચરણ આદિ તરફથી વિદ્યાધ્યયયન માટે ઘણોજ આગ્રહ કરવામાં આવ્યો હતો, પરંતુ આપને તે વાત મુદ્દલે રુચી ન જ હતી. કેટલાક સંયોગોમાં એઓશ્રીને સુરતમાં પધારવું પડ્યું અને ત્યાં જ નિવાસ કરવો પડ્યો. સુરતમાં આપશ્રી ઘણા સમય સુધી બિરાજ્યાં અને પ્રભુસેવામાં જ સમયનિર્યાપન કરવા લાગ્યાં.

*આપશ્રી દ્વારા લિખિત ગ્રંથો :-*

વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર, શ્રીમદ્ ભાગવત અને સાંપ્રદાયિક વિષયો પરત્વે નવ લાખ પૂર સાહિત્ય પ્રકટ કર્યા છે. આપશ્રીના પ્રકટિત સાહિત્ય આ પ્રમાણે છે. **અવતાર વાદાવલિ** :- પ્રહસ્તવાદ, પ્રહસ્તવાદ પર ટીકા, પસડિત કરભિંદિપાલવાદ, ભેદ-અભેદસ્વરૂપનિર્ણય, પ્રકૃતિપૂજનવાદ, સૃષ્ટિભેદવાદ,





ખ્યાતિવાદ, અંધકારવાદ, બ્રાહ્મણત્વઆદિદેવતાવાદ, જીવપ્રતિબિંબત્વખંડનવાદ, આવિર્ભાવ તિરોભાવવાદ, પ્રતિબિંબવાદ, ભક્ત્યુત્કર્ષવાદ, ખલાલાપનવિધ્વંસવાદ, નામવાદ, મૂર્તિપૂજનવાદ, ઊર્ધ્વપુન્ડ્રધારણવાદ, શંખચક્રધારણવાદ, તુલસીમાલાધારણવાદ, ઉપદેશવિષયસારિકાનિરાસવાદ, ભગવત્સ્વરૂપવિષયકસારિકાનિરાસવાદ, સ્વવૃત્તિવાદ, જીવવ્યાપકત્વખંડનવાદ, અભાવવાદ, વસ્ત્રસવાવાદ, આત્મવાદ, ભક્તિરસત્વવાદ..વગેરે

**બીજા કેટલાક સ્વતંત્ર ગ્રંથો** : પ્રસ્થાનરત્નાકર, સમર્પણનિર્ણય, મુક્તિચિંતામણિ, દ્રવ્યશુદ્ધિ, ઉત્સવપ્રતાન, ઉત્સવભાવાનુક્રમ, વગેરે

**શ્રીવલ્લભ અને શ્રીવિઠ્ઠલના ગ્રંથો પર ટીકા-સાહિત્ય** : અણુભાષ્યપ્રકાશ, ન્યાયમાલા, સુવર્ણસૂત્ર, આવરણભંગ યોજના, ષોડશપ્રકાર ગ્રંથસંગતિની, ષોડશગ્રથો પર ટીકા (૧૬ ગ્રંથો પર ), ભક્તિહંસ પર બે ટીકાઓ, ભાવાર્થઅધિકરણ-ભાષ્યપ્રકાશ, નિબંધ ગ્રંથ (ત્રણેય નિબંધ) પર આવરણ ભંગ ટીકા, ભક્તિહેતુનિર્ણય પર ટીકા, પૂર્વમીમાંસાકારિકા-વિવરણ, શ્રીસુબોધિની પ્રકાશ, શ્રીભાગવત પર સૂક્ષ્મ ટીકાઓ, ગાયત્રિ આદિ અર્થ પ્રકાશ-કારિકા વિવરણ, ન્યાસાદેશ-વિવરણ, પત્રાવલંબન ટીકા, વલ્લભાષ્ટક વિવરણ, વગેરે.

**બીજા ગ્રંથો પર ટીકા-સાહિત્ય** : માંડુક્યોપનિષદદીપિકા, નૃસિંહતાપિનીઉપનિષદ્ દીપિકા, કૈવલ્યોપનિષદ્ અર્થ સંગ્રહ, બ્રહ્મોપનિષદ્-અર્થસંગ્રહ, ગીતાજીની અમૃતરંગિણીની ઓળખ, વગેરે વગેરે વગેરે.

વંશાવલી

શ્રીમહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યજી

↓

શ્રીગુંસાઈજી

↓

શ્રીગોવિન્દજી

↓

શ્રીકલ્યાણરાયજી

↓

શ્રીહરિરાયચરણ

## -: શ્રીહરિરાયચરણ :-

## (સં.૧૬૪૭)

સત્તરમી સદીના એક અતિ પ્રતિભાશાળી આચાર્ય શ્રીહરિરાયજી મહારાજનો પ્રાગટ્ય સં.૧૬૪૭ના ભાદ્રપદ કૃષ્ણ ૫ના રોજ શ્રીમદ્ ગોકુલમાં થયો હતો. શ્રીગુસાંઈજીના દ્વિતિયાત્મજ શ્રીગોવિન્દજીના આત્મજ શ્રીકલ્યાણરાયજીને ત્યાં પ્રાગટ્ય થયું. શ્રીમદ્ વલ્લભાચાર્યચરણથી ગણના કરતાં શ્રીહરિરાયચરણ ચોથી પેઢીએ પ્રકટ થયા હતા. બાલ્યાવસ્થામાં આપશ્રી અન્હદ કોમળ અને આર્દ હતાં. આપશ્રીને વિદ્યોપાર્જન બાળપણમાં પિતૃચરણ જે પરમ વિદ્વાન અને સમર્થ હતાં, તેમના દ્વારા કરાવ્યું હતું. શ્રીગુંસાઈજીના નિત્યલીલા પ્રવેશ વખતે શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજીને સપ્તમલાલજી શ્રીઘનશ્યામલાલજીની અને શ્રીકલ્યાણરાયજીની ખાસ સુપરત કરી હતી. આથી શ્રીગોકુલેશનું પણ પ્રીતિનું પાત્ર શ્રીકલ્યાણરાયજી હતાં. હંમેશા શ્રીકલ્યાણરાયજીની શ્રીગોકુલેશ સ્વયં સંભાળ લેતા. તેજ પ્રમાણે શ્રીહરિરાયજીની પણ શ્રીગોકુલેશ પાસે સદાય રહેતાં. શ્રીહરિરાયજીના શ્રીગુરુચરણ

શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ છે; જેમ કિંમતી હીરો કોઇ કુશળ કારીગરને હાથે ઘડાય તો તેનું સૌંદર્ય દીડી નીકળે, તેમ શ્રીહરિરાયજી રૂપ કિંમતી હીરો શ્રીગોકુલેશ સ્વરૂપ રસિયા ના શ્રીહસ્તે ઘડાયો છે. શ્રીહરિરાયજીને શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશજીએ સ્વયં બ્રહ્મસંબંધ દીધઅ છે. સાથેજ શ્રીહરિરાયજીની આસક્તિ શ્રીમહાપ્રભુજીમાં અનહદ હતી, સદાય શ્રીમહાપ્રભુજીના વિચારમાં અને આવેશમાં બિરાજતાં.

***આપશ્રી દ્વારા લિખિત ગ્રંથો :-***

શ્રીહરિરાયજી સમર્થ વિદ્વાન અને મહાનુભાવી હતાં, તે તો આપણે ઘણી વાર જોયું, પણ આના પુરાવા તરીકે આપશ્રીના ગ્રંથોના નામનો ઉલ્લેખ અહીં કરીશું, તો વધારે સ્પષ્ટ સમજાશે. આપશ્રીના ગ્રંથોમાં શબ્દે શબ્દે આર્દ્રતા રહેલી છે. માનો શ્રીહરિરાયજીના ગ્રંથોનો એક એક અક્ષર તે જાણે શ્રીહરિરાયજીનાં વિરહાશ્રુ સ્વરૂપાત્મક બની ગોઠવાઇ ગયા હોય એમ લાગે છે. **અનેક નિરૂપણિક ગ્રંથો** :- ૪૧ શિક્ષાપત્ર, સેવાપદ્ધતિ, બ્રહ્મવાદ, આહ્નિક, સપ્તશ્લોકી ટીકા, સહસ્રશ્લોકીભાવના, ગુણસાગર છપૈ આદિ, અપરાધ ષટ્પદિ, ધ્યાનમન્ત્રનિરૂપણ, ચિન્તન પ્રકાર, મૂળસ્વરૂપનીરૂપણ, પ્રભુસ્વરૂપનિરૂપણ, કૃષ્ણશબ્દાર્થનિરૂપણ, સ્વમાર્ગસ્વરૂપનિરૂપણ, સ્વમાર્ગીય કર્તવ્યનિરૂપણ, સર્વાંતરતાનિરૂપણ, પુરુષોત્તમસ્વરૂપનિર્ભાવનિરૂપણ, પુરુષોત્તમનિરૂપણ, સ્વમાર્ગરહસ્યનિરૂપણ, સ્વમાર્ગીયમુક્તિદ્વૈવિધ્યનિરૂપણ, ભક્તિદ્વૈવિધ્યનિરૂપણ, સર્વાત્મભાવનિરૂપણ, સ્વમાર્ગીયમર્યાદાનિરૂપણ, મધુરાષ્ટકતાત્પર્યનિરૂપણ, શ્રીમત્પ્રભોર્વય નિરૂપણ, શ્રીનૃસિંહવામનજયંતિ વ્રતવૈશિષ્ઠ્યનિરૂપણ, સ્વમાર્ગીયસ્વરૂપસ્થાપન પ્રકાર, સ્વમાર્ગસેવ્યસ્વરૂપસ્યચિંતન, મૂળરૂપસંશયનિરાકરણ, સ્વમાર્ગીયસાધનરહસ્ય, સ્વશરણસમર્પણ સેવાદિ, પુષ્ટિમાર્ગીય સંન્યાસ, શ્રીમત્પ્રભુપ્રાદુર્ભાવપ્રકાર, બ્રહ્મસંબંધવાક્યકઠિનાંશવિવેચન, ભક્તિવૈવિધ્યવિવેક, શરણદ્વયસ્યનિર્ણય, શ્રીમહાપ્રભુજીપ્રાગટ્યહેતુ, સિદ્ધાન્ત રહસ્યાર્થ, શરણમંત્રપૂર્વપક્ષ નિરાસ, ભક્તિમાર્ગ પુષ્ટિમાર્ગત્વ નિશ્ચય, દુ:સંગવિજ્ઞાનપ્રકાર, ભક્તિવર્ધિની વિવૃત્તિ, વગેરે વગેરે

**અનેક અષ્ટક** : હરિવદનાષ્ટક, શ્રીવિઠ્ઠલનાથાષ્ટક, દાસ્યાષ્ટક, ગર્વપ્રહારાષ્ટક, પ્રભાતાષ્ટક, નવનીતપ્રિયાષ્ટક, દૈન્યષ્ટક, હાહાષ્ટક, શરણાષ્ટક, શ્રીવલ્લભશરણાષ્ટક, યમુનાવિજ્ઞપ્તિઅષ્ટક, શ્રીમદાચાર્યદાસાનાં ત્વદીયત્વાષ્ટક, યુગલાષ્ટક, જન્મવૈફલ્યનિરૂપણાષ્ટક, સ્મરણાષ્ટક, સ્વામિન્યાષ્ટક, વલ્લભપંચાક્ષરાષ્ટક, શ્રીવલ્લભાવાષ્ટક, નિજાચાર્યાષ્ટક, સ્વામિનીપ્રાર્થનાષ્ટક, શ્રીકૃષ્ણશરણાષ્ટક, ભુજંગપ્રયાતાષ્ટક, વગેરે વગેરે

**અન્ય પ્રકીર્ણ ગ્રંથો** : ચરનચિહ્નવર્ણન, મુખ્યશક્તોસ્તોત્ર, સર્વોત્તમહેતુટીકા, શૂન્યવાદ, ષષ્ટિકાપૂજનપ્રકાર, કાર્પણ્યોક્તિ, કથાશ્રવણબાધક, ષોડશ ગ્રંથો (તમામ ૧૬ ગ્રંથો) પર ટીકા, પુષ્ટિદઢાવલિ, સ્વમાર્ગાનુક્રમધ્યાન, સત્સંગનિર્ણય, ગદ્યાર્થ-શરણાર્ઘ, શ્રીમહાપ્રભુજીની નામાવલિ, શ્રીગુસાંઇજીની નામાવલિ, શ્રીગોકુલનાથજીની નામાવલિ, વલ્લભ-વિજ્ઞપ્તિ, શ્રીમહાપ્રભુજીની સ્તુતિ, ભગવત્સ્વરૂપ સ્તુતિ વગેરે વગેરે અનેક ગ્રંથો....વાર્તા સાહિત્ય ભાવ ભાવના.............

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

# દાન-લીલા

## -: શ્રીપ્રભુચરણ શ્રીગુસાંઈજી વિરચિત શ્રૃંગારરસમંડનનો સાર :-

શ્રીગોકુલકેરો રાય, આવતહી માંગે દાન;

શ્રીરાય મનુભાવન, કરે સબકી ઠીકાને શાન।

એસો દાન કબહું ના સુન્યો, કેસે મોહે મનમાય;

હમુ નાહીં દેંગે દાન, કહે ચપલ અહિરન ।

*શ્રીપ્રભુચરણ શ્રીગુસાંઈજીએ શ્રૃંગારરસમંડન ગ્રંથ પ્રકટ કર્યો, તેમાંથી દ્વિતિય પ્રકરણ આપણને દાલલીલાનું પ્રાપ્ત થાય છે. આ દાનલીલાના પ્રકરણમાં ૨૦૯ જેટલા શ્લોક પ્રકટ કર્યા છે. આઓ, આપણે આજના આ દાનલીલાના પ્રસંગને સરલાનુવાદ-ભાવાનુવાદનો લ્હાવો માણીએ.*

પ્રભુની દાનલીલાએ યુગોથી ભક્તોના મન હરી લીધા છે. અષ્ટછાપ મહાનુભાવો સખાઓના દાનલીલાના અસંખ્ય પદો છે. તે જ પ્રમાણે નરસિંહ મહેતા, મીરાંબાઇ, દયારામભાઇ જેવા ભક્તકવિઓએ પણ દાનલીલાને મન મૂકી ગાઇ છે. એ તો જાણે ઠીક, પણ ગુજરાતનું લોકસાહિત્ય પન ભગવાનની આ નિત્યલીલાના પ્રભાવથી મુક્ત રહ્યું નથી. અંતરિયાળ ગામડાંની ગોરીએ પણ ગોપીભાવથી મુગ્ધ થઇ ગાયુ છે:

નહિ આપું હો નંદજીના લાલ, મહિડાં મારા રે;

વાલા, વળગોમા વિઠ્ઠલરાય, અમે નથ તમારા રે।

આધુનિક કવિ પણ આત્મસમર્પણના ભાવથી અળગો અછૂતો રહી શક્યો નથી. સૂરદાસજીએ કહ્યું છે, ‘સર્વસુ દે કર ગ્વાલિન છૂટી’, આ વાત આધુનિક કવિ ઉશનષ્ સુંદર રીતે કહે છે :

કાનજી જેવો લૂટણહાર ત્યાં કૈ ન બચાવવું બાઇ,

બચિયું એટલે એળે, અહીં તો લૂટાવ્યું એટલી લ્હાણ.

આ લૂટાવ્યાનો અલૌકિક લાલ્વો લેવા ગોપીજનો મહીં (દહીં-માખણ) વેચવાનું મિષ-બહાનું કરી જાય છે, અને પોતાના બાલગોપાલ મિત્રો સાથે ગોપીજનોને રોકી, કાનો મહિ-માખણના મિષે ગોપીઓનું સર્વસ્વ દાનમાં માંગી લે છે. પણ પ્રત્યક્ષ રીતે શ્રીમદ્ ભાગવતમાં શ્રીશુકદેવજી કે શ્રીસુબોધિનીજીમાં શ્રીમહાપ્રભુજીએ દાનલીલાનો ઉલ્લેખ કર્યો નથી. શ્રીમદ્ ભાગવતના દશમસ્કન્ધના પાંચમાં અધ્યાયમાં નંદરાયજી કંસના





દરબારમાં કર ભરવા જાય છે, એનો ઉલ્લેખ છે. કર ભરવાનો આ એમનો છેલ્લો પ્રસંગ છે. શ્રીસુબોધિનીજીમાં શ્રીમહાપ્રભુજી સમજાવે છે કે હવે શ્રીઠાકોરજી પોતે વ્રજમાં બિરાજે છે. ત્યાં બીજાને કર ભરવા યોગ્ય નથી. હવે કરરૂપે શ્રીઠાકોરજી પોતે જદાન લેવાના છે, એવું સૂચન કર્યું છે. પ્રભુ સ્વયં જ સામે ચાલીને જીવની સર્વ વસ્તુ, પોતે સ્વેચ્છાથી રતિ-પ્રીતિ ભગવલ્લીલામાં થાય, તેમજ શ્રીમદ્ ભાગવત સ્વરૂપ હૃદયારૂઢ થાય તે માટે શ્રીઠાકોરજીએ આ લીલા કરી છે. આ લીલાનું વર્ણન શ્રીમત્પ્રભુચરણ શ્રીગુસાંઈજી શ્રૃંગારરસમંડનના બીજા ભાગમાં કરે છે.

આ દાનલીલામાં શ્રુતિરૂપા પરકીયા શ્રીચન્દ્રાવલીજીના અદ્‌ભુત અલૌકિક પ્રેમરસનું વર્ણન છે અને વર્ણન કરનાર શ્રીમત્પ્રભુચરણ શ્રીવિઠ્ઠલનાથજી-શ્રીગુસાંઈજી છે. સ્વમાર્ગીય ભાવનાનુસાર શ્રીગુસાંઈજી સ્વામિનીજીના અંતરંગ સખિ ચન્દ્રાવલીજીનું પ્રાગટ્ય છે. એટલે '**આપની લીલા તે વદન પોતે કહી, ઉચ્ચાર આનંદ તે અધિક લીધો**', એ ગોપાલદાસની ઉક્તિ અહીં અક્ષરશઃ સાર્થક થાય છે. પોતે લીલા મધ્યપાતી છે અને લીલાને વર્ણવે છે. પછી અવશિષ્ટ શું રહે ? અહિં પણ શ્રૃંગારરસનું વર્ણન લૌકિક રીતિથી થયું છે. પણ અલૌકિક ભાવ-ભાવના છે. શ્રૃંગારરસનું વર્ણન લૌકિક હોય તો હૃદયમાં કામ જાગૃત કરે છે, પણ અલોકિક શ્રૃંગાર તો હૃદયમાં રહેલો કામરૂપ દોષનો નાશ કરે છે. શ્રીશુકદેવજી મહારાજે રાસપંચાધ્યાયીના ઉપસંહારમાં આ જ વાત કહી છે. શ્રૃંગારરસમંડનના ત્રણે ગ્રંથો માટે સેવક-વૈષ્ણવોએ આ જ વાત યાદ કરાવવી રહી. આ ભગવલ્લીલાનું યશોગાન છે અને પ્રભુની અમૃતમય કથાના શ્રવણથી જિવના બધા દોષોના નાશ થાય છે.

હવે, આપણે દાનલીલાના પ્રસંગને સહેજ ગંભીરતાથી માણીએ. મન-હૃદયમાં લૌકિક ભાવ ન રાખતાં, કેવળ શ્રીપ્રભુની આ અદ્‌ભુત લીલાને આપણે કેવળ ભક્તિને વશ થઇ માણીએ.

## દાન-લીલા

આજે અનેક પ્રકારના પુષ્પો ખિલ્યા છે. સર્વત્ર મંગળ એકત્ર થયા છે. વિધાતાએ આવો અલૌકિક દિવસ શ્રીચન્દ્રાવલીજી માટે રચ્યાં છે. શ્રીચન્દ્રાવલીજીના મનમાં અનેકો મનોરથો ઉભરી રહ્યાં છે. આપશ્રી પોતાની અનેકો સખીઓથી ઘેરાયેલા, ઘરેથી નિકળી વિહાર કરવાની ઇચ્છાથી વૃન્દાવનમાં પધાર્યા છે. સખીઓ શ્રીચન્દ્રાવલીજીના પ્રત્યેક શ્રીઅંગોનું વર્ણન કરે છે. અને શ્રીચન્દ્રાવલીજી મંદમંદ મુસ્કાય છે. શ્રીચન્દ્રાવલીજી નૈસર્ગિક સૌંદર્યયુક્ત કેશકલાપ બારિક સુંદર વસ્ત્રથી આચ્છાદિત છે, તે એવા વિલક્ષણ લાવે છે કે જાણે એમના હૃદયમાં ગૂઢ રીતે રહેલો પ્રિયતમ શ્રીકૃષ્ણનો પ્રેમ હોય. શ્રીયમુનાજીમાં કમલો ખીલેલા છે, એમાં લહેરો ઉઠે છે. અને ત્યાંથી વહેતાં વાયુ કમલોને સ્પર્શી સર્વત્ર સુગંધી પ્રસરાવી રહ્યાં છે. સખીઓ અનેક પ્રકારે શ્રીચન્દ્રાવલીજીના શ્રીઅંગનું એક પછી એક અનેક ઉપમાઓથી કરી રહી છે. નેત્રો, કેશ, ભ્રમર, હોષ્ઠ, નાસિકા, વગેરે અંગોનું સુંદર વર્ણન સખીઓ અત્રે કરી રહી છે. ત્યારબાદ સખીઓ શ્રીચન્દ્રાવલીજીએ પોતાના શ્રીઅંગે ધારણ કરેલ





વસ્ત્રાભૂષણનું સુંદર વર્ણન કરે છે, શ્રીચન્દ્રાવલીજીને પ્રસન્ન કરે છે. અનેક પ્રકારે સુંદર સુંદર વચનો દ્વારા શ્રીચન્દ્રાવલીજીના શ્રીઅંગનું, શ્રીઅંગે ધારણ કરેલ વસ્ત્રાભૂષણને વખાણે છે.

આવાં મંગળમય સમયમાં શ્રીચન્દ્રાવલીજીનું શ્રીકૃષ્ણરૂપીચન્દ્ર સાથૈ મિલન થવાનું છે, એવું ભવિષ્ય, ભગવદ્ ભજનજન્ય જ્ઞાનથી જાણીને ચતુ વિધાતાએ, એમને શ્રીકૃષ્ણને યોગ્ય બનાવવા, એમના શ્રીચરણોને કમલોના સારતત્વોથી અતિ શીતલ મનોહર બનાવ્યા છે, અને એના અગ્રભાગમાં શ્વેત કિરણોના સમૂહરુપ દશ ચન્દ્ર લગાડ્યા છે. શ્રીમસ્તકે ઓઢેલી રંગબેરંગી ઓઢણી પર વિચિત્ર રેશમી ઉઢોણી મૂકી છે. એના પર દહીની મટકી મૂકી છે, તે જાણે પ્રિયતમને ભેટ માટે જ છે, તેથી એ સરોજાક્ષી ખૂબ શોભી રહ્યાં છે.

તેમ ચિત્રપટ ધારી શીરપર મણિમય ગ્રહી ઉઢાણીને,

ધરી હરિ ઉપહાર સમો દધિકલશ કમલનયની અતિ શોભે..

શ્રીચન્દ્રાવલીના અલૌકિક શ્રીઅંગનું રસભર્યું વર્ણન શ્રીસખીના મિષ કરી શ્રીમત્પ્રભુચરણે કર્યુ છે, હવે મૂળ લીલા તરફ વાળે છે. તે માટે શ્રીગુસાંઈજી કહે છે **દધિકલશં તદુપાયનમિવ.** શ્રીચન્દ્રાવલીજીએ માથે મૂકેલી દહીની મટકી શ્રીકૃષ્ણના ઉપહારરુપ જ છે, એથી અધિક શોભા રહી છે, એથી સૂચિત કર્યું છે કે બધા અલંકારોમાં આ મટકી જ શ્રેષ્ઠ અલંકારરૂપે શોભી રહી છે. શ્રીચન્દ્રાવલીજી સાથે અનેક દાસીઓ છે, એ પોતાને માથે મટકી શા માટે ઉપાડે ? બધા શ્રૃંગાર કરતાં આ મટકીની શોભા વધઅરે છે, અને ગોરસના બહાને આપ પોતાનો સર્વસ્વ રસ પ્રિયતમ પ્રભુને અર્પણ કરવા ખૂબ ઉત્સાહપૂર્વક ચાલી નીકળ્યા છે. આ દહીંની મટકી શ્રીકૃષ્ણનો ઉપહાર છે, એમ કહ્યું છે. એનો ભાવ એ છે કે મુખ્ય ઉપહાર તો પોતાનો આત્મા છે, એટલે પ્રિયાજી પોતાનો આત્મા અર્પણ કરવા નિકળ્યાં છે, એટલે ભગવાન રસરુપ છે અને નિજ પરિકરને માટે રસાત્મક છે. આત્માથી જ ક્રીડા કરે છે અને ભક્ત પણ પોતાનો આત્મા સમર્પણ કરે છે. આવી રસરુપ અલૌકિક પ્રભુની લીલા છે. રસરુપ આત્માનું સમર્પણ તત્ સદશ ગોરસથી પ્રતિત થાય છે. આ ભાવ પ્રગટ કરવા આપે મહીંની મટકી માથે ધારણ કરી છે. ભગવાન અને ભક્તના ઐક્યની આ અદ્ભૂત અલૌકિક લીલાનું વર્ણન હવે શ્રીપ્રભુચરણ કરે છે. હૃદયમાં લીલાનો આ ભાવ ધારણ કરી આ અલૌકિક લીલાનો આનંદ લેવાનો છે.

સૌ ગ્વાલિનીની ડોક સ્થિર થઇ ગઇ હતી. માથા પર સુંદર દહીંની મટકી મૂકી, પોતાના તારુણ્યપ્રભાવના મદથી ઈન્દ્ર, બ્રહ્માદિ દેવોને પણ તુચ્છ ગણતી એ હે આલિ ! પોતાના સહજ સ્મિત અને કામરુપ લજ્જાથી તરલ દ્દષ્ટિથી કોને મોહત ન કરે ?

શ્રીહસ્તમાં કંકણ, કટિમેખલા અને શ્રીચરણમાં નૂપુરના વિગેરેનો મધુર અમંદ ઝણકાર કરતી, તે અનેકો સખીઓથી વિંટળાયેલી, મનોહર ચાલથી વનમાં ચાલવા લાગી. ત્યાં હે સખી ! પોતાના ગોપમિત્રો સાથૈ નંદનંદને આગળ આવતી એ સુંદરીને દૂરથી જોઇ.





આશ્ચર્યચકિત નયનોથી એના વદનકમળને નિરખતાં પ્રભુ પોતાની નજરની ત્યાંથી જરાય ખસેડી શક્યા નહીં, હે પ્રિય વ્રજસખી! પ્રિયાજીએ એમનું ચિત્ત એવું હરણ કરી લીધું કે સાથૈ રહેલા મિત્રોની શરમશંકા પણ છૂટી ગઇ. વિવેક છોડી એકીટસે પ્રિયાજી (શ્રીચન્દ્રાવલીજી)ના શ્રીમુખનું દર્શન કરવા લાગ્યાં.

શ્રીચન્દ્રાવલીજી પણ પ્રિયતમ (શ્રીકૃષ્ણ)ને જોઇને પોતાની સખીઓને હસતાં હસતાં મર્મ વચન કહેવા લાગ્યા, ત્યારે એમના શ્રીમુખ-કમલમાંથથી પ્રગટ થયેલી સુવાસ વાયુની સાથે મળી નંદનંદનના શ્રીઅંગને સ્પર્શવા લાગી, ત્યારે જાણે સાક્ષાત્ શ્રીઅંગનો સ્પર્શ થતો હોય એમ નંદનંદન પુલકિત થઇ ગયા. સહચરો જાણે નહિ એમ શ્રીચન્દ્રાવલીજી સાથે મિલાપ કેમ કરવો એનો વિચાર કરતાં, શ્રીહરિએ એનો ઉપાય વિચારી પોતાના સખાઓને કહ્યું :

ગોપ-ગોરસ વેચવા સહ મળી, આ જાય આપ્યા વિના, **મારુ દાનઃ**

તમે અહીં મુજ કને, લાવો ત્વરાથી બધા.

તેઓને વદજો, ન કોઇ અડકશો એવી સુણી સ્વામિની

વાણીને ઝટ થોભ, થોભ વંદતા તે ત્યાં ગયા પછે.

ભગવાને કહ્યું કે આ ગોપીઓ બધી ભેગી મળી, મારું દાન આપ્યા વિના જાય છે. તમે એમને જલ્દી મારી પાસે બોલાવી લાવો. તેમને અડકશો નહિ, સ્વામિના વચનો સાંભળી ગોપબાળકો, ઊભા રહો, ઊભા રહો, કહેતાં દોડતા ગોપીજનો પાસે આવ્યાં.

હવે ગોપબાળકો અને ગોપીજનો વચ્ચે જે સંવાદ થયો એનું નિરુપણ કરવામાં આવે છે.

ત્યાં કોઇ તમેન બોલ્યા, કમ રે ગોપબાળક!

બોલાવે નંદનો પુત્ર, તમેન ગોકુલેશ્વર

કુલાંગનાઓ, શું કેમ, તેહની દાસી અમે ?

પ્રતિષ્ઠાથી તમે જાઓ, ન તુંથી ભય પામીએ

ન અમે કંઇ ઉચ્ચ વેણ વદિયા સાહસથી કુલસ્ત્રીઓને,

કરવું વ્રજનાથ જે કહે તે.

શું ક્ષુધાતુર! સ્વઘેર જાઓ તો રે.

ગોપબાળકો આમ ઊભા રહો, ઊભા રહો, કહેતાં શ્રીગોપીજનો પાસે આવ્યા, એટલે ગોપીજનોમાંથી કોઇએ પુછ્યું, અરે ગોવાળિયા, તમે અમારી પાસે કેમ દોડી આવ્યાં છો ?





ગોપબાળકો કહે, શ્રીગોકુલપતિ, નંદનંદન તમને બોલાવે છે. ગોપીજનો કહે છે, અમે કુલાંગનાઓ છીએ, કંઇ એમની દાસીઓ નથી, કે એ અમને આમ બોલાવે. તમે પણ માનભેર પાછા જાઓ. એમને કહી દેજો કે અમે એમનાથી ડરતાં નથી.

ગોપબાળકો ડરી જાય છે, અને આમને રોકવામાં કંઇ અપરાધ કર્યો નથી, એવા ડરથી ખૂલાસો કરે છે, ગોપીજનો, અમે અમારા તરફથી સાહસ કરીને તમનેં કંઇ વધારે પડતું કહ્યું નથી. તમારા જેવી ઉચ્ચ કૂલની વધુઓને અમારાથી કંઇ કહેવાય જ નહિ, પરંતુ વ્રજનાથની આજ્ઞાનું અમે પાલન કરી રહ્યાં છે. પ્રભુ પોતાને બોલાવી રહ્યાં છે, એ જાણી અને પ્રભુ સાથે મિલનમાં એકાંત મળે તેની વિચાર કરી કહેવા લાગી, હે ગોપબાળકો તમને ભૂખ લાગી છે ? તો તમારા ઘેર જાવ. આમ અમને શા માટે બોલાવો છો ?

ન જાઓ નંદશપથ છે, વ્રજપતિ તેના હુકમ વિના વનમાં,<br>
વૃંદા સ્ત્રી તેનું વન તેથિ વિપિન અમારું આ,<br>
વક્તા તમ વાણીમાં, દેખાય જ અલૌકિક,<br>
વક્તા શબ્દોનો ધર્મ ખરો દૃષ્ટિ થતાં બને ?<br>
તમોને અતિ શાણોએ, શું ન્યાય પણ જાણીએ ?<br>
ભણવાને અન્યાય, હાવાં તું અહીં આવીઆ !

આમ કહી ગોપીઓ આગળ ચાલવા લાગી એટલે ગોપ બાળકો કહે છે, તમે નંદરાયજીની આજ્ઞા વિના વનમાં આગળ જતાં નહિ, તમને નંદરાયજીની આણ છે. અહીં ગોપીજનો વન શબ્દનો અર્થ કરે છે. આ નંદનવન નથી, આતો વૃંદાવન છે, અને વૃંદા તો સ્ત્રી હોવાથી આ સ્ત્રીઓનું વન છે, એટલે અમારું વન છે, એમાં જતાં અમને રોકવાનો એમને શો હક્ક ? ગોપીજનોની શબ્દની ચતુરાઈથી હારી જઇ, ગોપો કહે છે, તમારી વાણીમાં અનોખી વક્તા દેખાય છે.

દેખાય છે, શબ્દને પકડી ગોપીજનો કટાક્ષ કરે છે, અરે ! અમારી વાણીની વક્તા તમને આંખેથી દેખાઇ તે આશ્ચર્યજનક છે ! અહીં ગોપીજનોએ ન્યાયશાસ્ત્રના સિદ્ધાન્તનો આશ્રય લીધો છે. વક્તાએ શબ્દનો ધર્મ છે, ગુણ છે, એ આંખોથી જોઇ ન શકાય. માટે ગોપો કહે છે કે તમારી વાણીમાં વક્તા દેખાય છે, ત્યારે ન્યાયશાસ્ત્ર પ્રમાણે ગોપીજનો આશ્ચર્ય વ્યક્ત કરે છે.

ગોપ બાળકોને આશ્ચર્ય થાય છે, કહે છે, તમે તો બહુ ચતુર છો, તમે તો ન્યાયશાસ્ત્ર પણ ભણ્ય હોય એમ લાગે છે.





ગોપીજનો ઓછા ઉતરે એવા નથી. કટાક્ષ કહે છે, તો શું તમે અમને અન્યાય શીખવવા અહીં આવ્યા છો ? ગોપબાળકો અને ગોપીજનો વચ્ચે ચાલતાં આ સંવાદથી જે વિલંબ થયો તે પણ પ્રભુ સહન કરી ન શક્યાં. સુંદર કટિમેખલાની ઘૂઘરીઓનો મધુર ઝણકાર કરતાં મનોહર ચાલ ચાલતા, પીતાંબરનો આંચલ ફરકાવતા કમલનયન પ્રભુ શ્રીગોવર્ધનપર્વતના શિખર પરથી નીચે તળેટીમાં શ્રીચન્દ્રાવલીજીના સમીપ પધાર્યા. શ્રીનંદનંદનનો શ્રીચન્દ્રાવલીજી સાથે સંવાદ શરુ થાય છે :

કેમ આપ્યા વિના જાતી, દાન ગોરસ વેચતી,<br>
સિંજતી મેખલા ધારી, સ્વવૈભવ જણાવતિ<br>
અત્યાર સુધી મારી, ગતિ પણ સુંદર ન શું તમે નીરખી ?<br>
જુઓ, જુઓ, એમ કહી, કતિપય પગલાં ભરતાં તે સુમુખી<br>
ન જોઇ ગતિ શોભિની, ફરીથી મને,<br>
સમીપ અહીં આવીને, નિજ ગતિ તુ દર્શાવને<br>
અરે ! કુલિનનારીને નિકટ તેડતા નિર્ભય,<br>
તમે અવનવા દીસો વન વિષે જતા ઉદ્‌ભટ.

ભગવાન પૂછે છે, અમારું દાન આપ્યા વિના કટિમેખલાની ઘૂંઘરીઓના ઝણકારથી પોતાનો વૈભવ દેખાડતી તું કેવી રીતે જાય છે ?

હે સુંદરવર ! હું કેવી રીતે જાઉં છુ, એટલે કે મારી ચાલ કેવી છે, તે હજુ સુધી તમે જોઇ નથી ? તો જુઓ, હું આ રીતે જાઉં છું, એમ કહી શ્રીચન્દ્રાવલીજી બે-ચાર પગલાં ચાલ્યાં. ભગવાન ચતુરશિરોમણી છે, એમણે કહ્યું, આમ મારાથી તૂ દૂર જાય તો તારી પીઠ હોવાથી તારી ચાલ મને બરાબર દેખાતી નથી, માટે મારી પાસે આવી તારી ચાલ મને બતાવ.

શ્રીચન્દ્રાવલીજી કહે છે, અરે ! તમે તો બડા બેશરમ થઇ ગયા છો ! મારા જેવી કુળવધુને પોતાની નજીક બોલાવતાં તેમ કોઇ ઉદ્ધત વનવાસી દેખાવ છો. આ બધાની સામે આવી આજ્ઞા કરતાં, તમને ડર-શરમ નથી આવતી ?

ભગવાન કહે છે, હવે શાનો ડર. હવે તો તમે જ મારા સહાયક બની ગયા છો. શ્રીચન્દ્રાવલીજી કહે છે, અરે ! આ'તો ચોર કોટવાળને દંડે એવી ઉલટી વાતો કરે છે, એણે તો મને જ પોતાની સહાયક બનાવી દીધી. માટે હે સખીઓ ! તમે ગોકુલમાં જાવ, બધી વાત નંદબાબાને કહો, તમારા ધર્મરાજમાં પરાયી સ્ત્રીઓની બરજબરી થતી સાંભળી નથી, આજે તમારો પુત્ર જ કુલસ્ત્રીઓને પજવી રહ્યો છે.





ભગવાન કહે છે, આવું બહાનું બનાવી ઘેર ચાલ્યા જવાની તમે ચતુરાઇ કરો છો, પણ હે ગોપીઓ! હું સાંજ સુધી તમને તમારા ઘરે જવા નહિં દઉં. શ્રીચન્દ્રાવલીજી શબ્દની રમત રકે છે અને કહે છે, હે પ્રભુ! આપ તો પુરુષભૂષણ છો, છતાં ગોપિકા છું, એમ કહો છો? હે અંગ! તમે આવું વધારે પડતું કેમ બોલો છો, સારા ઘરની સ્ત્રીઓ કોઇના આવા વચન સહન કરી શક્તી નથી. તમે નંદરાજાના પુત્ર છો, માટે તમારા વચન સહન કરી રહ્યાં છીએ. હે ગોકુલેશ! અમે સ્ત્રીઓ છીએ, તમે અમને ઘેર કેમ જવા દેતા નથી?

ભગવાન કહે છે કેઃ વૃન્દાવનનાં મૃગનયનીઓ પાસે દાન લેવાનો મારો હક્ક છે.

ગોપી કહે છે : આવી, દાનની વાતતો અમે અગાઓ કદી સાંભળી નથી. એ દાન શું છે? એ દાન શાના પર લાગે છે? એ દાન ચરણ, શિર, હાથ કે પીઠ પર લાગે છે તે અમને કહો.

ભગવાન સખીઓના સાડીના અંચલને સ્પર્શ કરે છે, અને કુલવતી સ્ત્રી ગુસ્સે થાય છે. ભગવાન કહે છે, હે કમલનયની! હું તો હંમેશ આવી જ રીતે સ્ત્રીઓને સ્પર્શ કરું છું. જોકે હજુ સુધી તારા વસ્ત્રરૂપિ સેતુનું ઉલ્લંઘન કર્યું નથી. શ્રીચન્દ્રાવલીજી કહે છે, તમે નંદબાબાના પુત્ર છો, અને વાકચાતુર્યમાં ધુરંધર છો, એ અમે જાણીએ છીએ. પરંતુ દહીંનું દાન લેવાની વાત તો અમે ક્યાંય સાંભળી નથી. આ કાર્ય અનુચિત છે. હે અંબુજાક્ષ! અમે શું નારીયળનો બોઝો લઇ જઇ રહ્યાં છીએ, કે સોપારી અથવા કસ્તુરી લઇ જઇ રહ્યાં છીએ, કે રેશમી વસ્ત્ર લઇ જઇ રહ્યાં છે, કે જેના પર અહીં દાન લાગે છે. રાજાનો કર તો આ બધા પર લાગે છે. તો પછી તમે આવા ઉદ્ધત વચન કેમ બોલો છો?

ગોપીઓની વાત સાંભળી ગોપબાળકો વચ્ચે જ બોલે છે, હે અંગનાઓ! અમે તો ગોરસના દાન લઇએ છીએ. ગોરસનો અર્થ ઇન્દ્રિયરસ પણ છે, એ અર્થ લઇ ગોપી એમને ધમકાવે છે, હે ગોપબાળો! કુલસ્ત્રીઓ સામે આવી વાત કરનાર તમે કોણ! ગોપીઓ આગળ કહે છે, અમે તો હંમેશા વૃંદાવનમાં આવીએ છીએ, પણ દૂધનું દાન લાગે છે, એવું અમે કદી સાંભળ્યું નથી, એટલે અમે તમને કેવી રીતે આપીએ?

ભગવાન કહે છે, હે કમલનયની! આજ સુધી તમે મારું દાન આપ્યા વિના ચોરી-છુપીથી ચાલ્યા ગયા છો. આ બધા દિવસોનું ભેગું થયેલું દાન અમે તમારી પાસેથી લેવાના છીએ. થોડીવાર આરામ કર. બધુ દાન પહેલાં તારી પાસેથી લેવાના છીએ.

ભગવદિચ્છાથી ચરતી ગાયો બહૂ દૂર નિકળી જાય છે, અને ભગવાન ગોપબાળકોને આજ્ઞા કરે છે કે તમે જલ્દી જાઓ, ગાયો દેખાતી નથી, ગાયોનું રક્ષણ કરો. ભગવાનની આજ્ઞા થતાં ગોપો ચાલ્યા જાય છે. અને પછી ગોપીજનોનું મનચાહ્યું પ્રિય થઇ ગયું, એકાંત મળી ગયું, એટલે પ્રેમના અતિરેકથી નિર્ભય બની, પ્રિયતમને કટાક્ષપૂર્વે કહેવા લાગ્યા.





શ્રીચન્દ્રાવલીજી પોતાની સખીઓને કહે છે, અરે વ્રજગોપીઓ! આમની વિપરીત વાત તો સાંભળો? આપણે બધા ચોર અને વેરાન વનમાં યુવાન સ્ત્રીઓને રોકનાર પોતે જાણે મોટા સંતસાધુ પુરુષ! ત્યારે ભગવાન કહે કે દાન તો અમે લઈશું, તમે અમને દાન આપો. જોઈતું હતું અને વૈદે કહ્યું. ભગવાન તો ભક્તના મનોરથ પૂરા કરવા જ આ લીલા કરી રહ્યાં હતાં. એમણે કહ્યું તમે બધા તો ઘણાં છો, અને હું એકલો છું. એટલે મારે તો તમારા કહ્યાં પ્રમાણે કરવું પડશે. બળવાનને દાન આપવું જ પડે. એમ કહેલા શશીવદની શ્રીચન્દ્રાવલીજીનું અધરામૃતનું દાન કર્યું. શ્રીચન્દ્રાવલીજીના મનમાં તો ભાવે અને મુખ મરોડે જેવું થયું. ગુસ્સો દેખાવ કરતાં કહ્યું, નિર્જન વનમાં કુલસ્ત્રીઓ સાથે આ શું કરી રહ્યાં છો? આવું યોગ્ય નથી. હે અંગ! આપના શ્રીમુખની અદ્‌ભુત સુગંધ મારા મુખપર લાગી ગઈ છે. હે ઉદારવર! મારા બન્ને કપોલ પર આપના મુખમાં રહેલા પાનના રંગની રેખાઓ ચિત્રાઈ ગઈ છે. મારા વક્ષસ્થળ પર આપના નખક્ષતના ચિહ્નો સૌન્દર્યની સીમા જેમ શોભી રહ્યાં છે. આપ જ કહો, આ બધી નિશાનીઓ સાથે હવે હું ઘરે કેવી રીતે જઈશ?

અરે! આ તારો હાર ક્યાં તુટી ગયો? તારા કંકણ ક્યાં નંદવાઈ ગયા? આટલું બધું મોડું કેમ થયું? તારી દહીની મટકી ક્યાં ગઈ? આ બધા સવાલો ઘરમાં વડીલો પુછશે ત્યારે, હે પ્રિય! હું શું જવાબ આપીશ? આપ તો જાણો છો કે સ્ત્રીનું જીવન એના પરિવારને આધિન હોય છે.

*ભગવાન અહીં પ્રભુભક્ત અને સંસારી જીવની મર્યાદા બતાવે છે. આપ કહે છે, 'સ્ત્રીઓનું જીવન પોતાના પરિવારને આધીન છે, તે વાત વ્યવહારમાં સાચી છે, પણ શુદ્ધ પુષ્ટિસ્વરૂપે પ્રગટેલા ગોપીજનો માટે નહિં. તમે તો માત્ર મને જ આધીન છો. માટે હે પ્રિય સખી! તમને શાનો ડર છે?'*

શ્રીચન્દ્રાવલીજી કહે છે, પ્રભુ! આ આખુ ગોકુલ આપનું છે, આપનું શરણાગત છે, એમાંય અમે ગપીજનોના તો વિશેષ રીતે આપને શરણે છીએ. એટલે વડીલો શું કહેશે એનો અમને ડર નથી. પણ આપના સ્વરૂપને ન જાણનાર ઘરવાળા આપની ટીકા કરે, કંઈ ઘસાતું બોલે એનો અમને ડર છે.

શ્રીગુસાંઈજી અહિં સ્પષ્ટ કરે છે કે શ્રીગોપીજનો કોઈ સામાન્ય સ્ત્રીઓ નથી. વિશેષ છે, પ્રભુ એમના રક્ષક છે. શ્રીશુકદેવજી મહારાજે પણ રાસપંચાધ્યાયીમાં ગોપીજનોને સ્ત્રી રત્નો કહ્યાં છે. એટલે પ્રભુની આ લીલાનું શ્રવણ કરતાં આપણે એ યાદ રાખવાનું છે કે આપણે યોગેશ્વરોના ઈશ્વર પરબ્રહ્મ શ્રીકૃષ્ણ અને સ્ત્રીરત્નોમાં ઉત્તમ ગોપીજનોની લીલાનું શ્રવણ કરી રહ્યાં છીએ. આમાં લૌકિક શબ્દો માત્ર અલૌકિક રસની ઉત્પત્તિ માટે છે. અહીં ગોપીજનોની ભાવના પ્રેમની પરાકાષ્ઠા બતાવે છે. ગોપીજનોને કોઈ પોતાનો ડર નથી, પણ કોઈ પ્રભુને માટે ઉંચુનીચું બોલે-અપમાન થાય, એનો ડર છે. પ્રિયતમને પરિશ્રમ પડે, એની ચિંતા છે.





ગોપીજનો બહાના કરે છે, પણ પ્રભુ તો ચતુરશિરોમણી છે. આપ કહે છે, હે કૃશાંગી ! તામારા માથા પર આ દહીં મટકી છે, તે હું જોઇ શક્તો નથી. એ ઘણી ભારે લાગે છે, એમ મને લાગે છે. એને માથા પરથી ઉતારી અહિં મૂક. થોડીવાર માટે તમારો થાક ઉતારો. જો શીતલ મલયાનિલ વહી રહ્યાં છે, એનું સેવન કરો.

શ્રીચન્દ્રાવલીજી અહીં, તહીંની અલગ-અલગ વાતો કરે છે, પણ ભગવાનને તો રટ લગાડી છે, હે સરોજાક્ષિ, તમે તમારી ગોરસની મટકી ઉતારો, અને જલ્દી મને દાન આપો. આમ કરતાં કરતાં ભગવાને શ્રીચન્દ્રાવલીજીના માથા પરથી મટકી ઉતારી લીધી, અને પછી પછી શ્રીચન્દ્રાવલીજી કહે છે, અરે, અરે આ ફૂટી રહી છે, એમ કહેતાં ભગવાને તેને જમીન પર નાખી ફોડી નાખી.

ભગવાને મટકી ફોડી નાંખી એટલે રીસાયેલા શ્રીચન્દ્રાવલીજીએ ભગવાનને બે હાથ પકડી લીધા, અને પોતાની એક સખીને કહ્યું, તુ જલ્દી વ્રજમાં જા, અને બધાને આ વાત કહે. હવે તેને એ રોકી શકશે નહિ. એ સાંભળીને ગોપી વ્રજમાં ગઇ. એને વ્રજમાં જવાનો અધિકાર તો મળ્યો, પણ અધરામૃત ન મળ્યું. પ્રભુ એક સખીને કહે છે કે હે કમલાક્ષિ, તુજ કહે કે મેં એને (ચન્દ્રાવલીજી)ને પકડી છે, કે એને મને પકડ્યો છે ? ત્યારે ચતુર ગોપીએ કહ્યું કે, પ્રભુ આપ બેમાં ફરક શું છે ? આપ બન્ને સરખા જ છો, જો ભેદ હોય તો એટલો જ કે આપે પીતાંબર ધારણ કર્યું છે, અને એણે નીવી ધારણ કરી છે. પછી તો પ્રભુ સર્વ સખીઓને પ્રસન્નતા પૂર્વક સ્પર્શ કરવા પોતાનો શ્રીહસ્ત ફેલાવ્યો. તે જોઇને પ્રેમના પૂરથી પ્રિયતમાઓ છલકાઇ ગઇ.

ભગવાનને તો ગોરસનું દાન લેવું છે. ભગવાન કહે છે કે તારી પાસે ગોરસનું દાન લેવું અન્યાય છે, એમ જો કોઇ કહેતું હોય તો મને કહો કે તારા ગોરસનું મૂલ્ય કેટલું ? ગોપીઓ કહે છે કે મારું ગોરસતો અમૂલ્ય છે. આમ છતાં એનું મૂલ્ય આપવાનો તમારો આગ્રહ હોય, તો હે સ્મરમોહનાંગ ! તમને યોગ્ય લાગે તે મૂલ્ય આપો. પ્રભુ ભક્તનો મનોભાવ જાણે છે, એટલેજ આપશ્રી બે શ્રીહસ્ત ફેલાવી સર્વ ગોપીઓને સર્વાંગે સ્પર્શ કરીને ગોરસનું મૂલ્ય ચુકવે છે. શ્રીચન્દ્રાવલીજી વિનંતી કરે છે, હે વ્રજરાજકુમાર ! આપતો કમળ જેવા સુકોમળ છો. તમે જે કરો છો તે યોગ્ય જ કરો છો, પણ હવે મારો છેડો છોડો, કારણકે આ તો રસ્તો છે, અહીં આવતા જતાં કોઇ જોવે તે શું સારું લાગે ? આ ગર્ભિત સૂચન કર્યું છે.

પ્રભુ સર્વ રીતે ગોરસનું મૂલ્ય સ્વરૂપે સ્વરૂપાનંદનું દાન કરે છે. અનેક પ્રકારે સખીઓ સાથે, શ્રીચન્દ્રાવલી સાથે અનેક પ્રકારે શ્રીહસ્તથી ક્રીડા કરે છે. અનેક પ્રકારે ક્રીડા કરીને ગોપીઓને નિર્ભય બનાવી પોતાનામાં તન્મય બનાવી દે છે. સર્વ રીતે કેવળ શ્રીપ્રભુનેજ વશ થઇ, પ્રભુ પ્રત્યે આસક્ત, આરક્ત બને છે. આ પ્રકારે આ અલૌકિક દાનલીલા-ભગવલ્લીલાનો પ્રસંગ પૂરો થાય છે, લીલાનું વર્ણન કરનાર ગોપી ઉપસંહાર કરતાં પોતાના મનોરથ કહે છે, 'હે સુભગે, હે કમલાક્ષી, આપણને તો ત્રણે લોકમાં બીજી કોઇ ઇચ્છા નથી. આ પ્રમાણે નિરંતર,





અનિંદનીય કમલના જેવી દષ્ટિવાળી, પોતાનું સર્વસ્વ પ્રિયતમને અર્પણ કરવામાં ધીર, નિજ પ્રિયાજી સાથે સુંદર નંદનંદન આપણે બનાવેલી આ કુંજોમાં રમણ કરે છે.

જે શ્રીકમલનયની કૃષ્ણમાં જેમનું ચિત્ત એકતાન છે, એવા શ્રીગોપીજનવલ્લભમાં શ્રીવિઠ્ઠલદીક્ષિતનું ચિત્ત એકતાન, તેમના દ્વારા વર્ણિત દાનલીલા પ્રસંગનો સંક્ષેપ સાર અત્રે પૂર્ણ થાય છે.

રાગ કાન્હરો :-

છાંડો મેરી મટુકીયા મદન મુરારી ।

કોનસે સ્વરૂપ રાએ કૌન કૈ રસ વય ભયૈ;

કોનસી દૂતિ કે કહે દધી દીનૌ ડારી ।। ૧ ।।

કહા ભયૌ દિન ચારતે ભયે,

આગરે બોલગ હો નહીં જીતી સંભારી ।

ધોંધી કે પ્રભુ નંદકી કાની કરૂ,

રહો નાતર દેહો ગારી ।। ૨ ।।

।। શ્રીગુસાંઈજી કૃત શ્રૃંગારરસમંડનમાંથી દાનલીલાનો પ્રકરણમાંથી સાભાર ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# ।। શ્રીગોકુલનાથ કી જય ।।

***Jai Jai ShriGokulesh to all of our readers of ShriGokulesh Pathshala. It's a pleasure for us that we are also forwarding the pushti-articles in English. Any question, queries, doubts, suggestions regarding to any of the topic prevailing placed in this magazine are always welcome. You may contact us via the email : pathshala@email.com .***





|| ShriGokulesho Jayati ||

# Shrimad Vallabhacharyaji – Vijayanagar

(Expression by Prof. Jethalal G Shah)

...continued

**The Vijayanagar debate continues to Victory** : - ......Thus having ended his speech, ShriVallabhacharya resumed his seat with Applause from the audience. He was offered a seat of Honour between ShriVyasa-Tirtha and Krishnadeva who were moved with admiration for his profound erudition, power of expression, clarity of thought, lucidity of language, graceful deportment, andmental calm. As a mark of his appreciation the king stood up and bowed to Him. Even the Mayavadins admired his speech. The king then, in concurrence with the verdict of the arbitrators declared victory in favour of the Vaishnavas school of ShriMadhava amidst great rejoicing, after which the gathering dispersed. Everyone praised God on account of the participation of ShriVallabhacharya in the controversy. They regarded him as a God-Sent Missionary whose timely advent saved the Vaishnavas school from defeat.

That day of victory for the Vaishnavas was celebrated with great pomp and éclat in Vijayanagar. Vyasa Tirtha and ShriMadhvendra Yati who were the leaders of the Vaishnava movement at that time requested the King to pass orders for the celebrations of that day as a KanakaBhishaka in honour of ShriVallabhacharya – the hero of the occasion. Accordingly, the king issued necessary orders to his ministers. Invitations to attend the ceremony were extended to all the officers of the State, important citizens, heads of temples, shrines and hermitages within his empire and to scholars of all the sects. A large crowd assembled before the Court of Witness the ceremony. ShriVallabhacharya accompanied by a few of His followers, was received at the court-hall by the King, when all stood up as a mark of respect. Then, ShriVyasa Tirtha proclaimed the King's object in honouring ShriVallabhacharya by the Kanakabhisheka ceremony by anointing him with water from vessels of gold weighing a hundred maunds and by conferment on him the title of **Aacharya**. The king made a short speech eulogizing ShriVallabhacharya's greatness after which the anointing ceremony was gone through, preceded by a holy bath with the same waters stored in gold vessels. Then a Tilaka (mark) of saffron was applied on His forehead by the King. This was followed bya deluge of garlands from the Royal family, citizens and religious heads. The king declared that he was pleased to confer on him the title of Aacharya, which is the title of honour for a religious head. The king also presented him with gold ornaments and other articles used in the ceremony besides money, but ShriVallabhacharya declined to accept them politely. They were distributed among the poor Brahmins and the learned.

The historical authenticity of the event is borne out by contemporary works of ShriVallabhacharyan and other sects. ShriVyasa Tirtha's biographer, Somdatta has also recorced this event. The only controversial question is whether ShriVallabhacharya was really in his teens at the time of this event. However, this was a turning point in ShriVallabhacharya's career with his earning of reputation as a greatest thinker, scholar and religious leader of His time. For Him, it was the grace of God which urged him from within to spread the Doctrine of Love as a means of God Realisation, for the aspirants of religious life. He stayed at Vijayanagar for





about a year, during which period He gave daily discources on the Bhagvata and explained the doctrine of devotion. The members of the Royal family including the king and queen, the officers and the religious-minded citizens attended his discources in large numbers. The members of the Royal family became his followers. ShriVyasa Tirtha requested him to assume responsibility as the Head of the ShriMadhava Sect, but He declined the offer humbly, pleading that he had still to acquire more knowledge and experience which necessitated his visits to other places of religious importance.

**ShriVallabhacharya's next destination** : - After leaving Vijayanagar, ShriVallabhacharya visited Pampa sarovara, a place associated with ShriRama, who during his exile, stayed there and did an act of grace namely that of eating the berries offered to Him by Shabari, an aboriginal woman, who offered them after testing their ripeness. The woman was of low caste and race, whereas ShriRama was a high born Aryan, a Kshatriya. But ShriRama, moved by the piety of the woman, accepted her berries. ShriVallabhacharya regarded the place as associated with the Grace of ShriRama, an incarnation of ShriVishnu, which gave a unique place to love and devotion in the eyes of the God. ShriVallabhacharya explained the significance of this episode to those who came to pay him their respects.

From Pampa sarovara He proceeded to Mount Rishimukha which is a holy place for the devotes of ShriRama. Here one Ramadasa and some of his followers had a discussion with Him. ShriVallabhacharya explained to them the doctrine of devotion and the *Significance of Grace* with illustrations from the life of Valmiki. Valmiki in early life was a robber who later became a saint and poet. His transformation into a saint was an act of Divine Grace. Ramadasa who came to disputs became his admirer. ShriVallabhacharya next visited Kumarpada which was a shrine of Kartikaya Swami. There, he had a discussion with the pundits on the interpretation of the Brahma-Sutras regarding Kartikeya and Brahman. The pundits were astonished at his learning. During his stay, there came a Yogin called Kapalika, who boasted to his Yogic powers which could stop the motions of the sun and the moon. ShriVallabhacharya replied, ' You say, you can stop the motions of the heavenly bodies. I can believe you if you can only rise from your seat. That will be a proof enough for me'. Hearing this Kapalika attempted to rise but failed, inspite of repeated attempts. Suspecting magical powers in ShriVallabhacharya and repenting his boastful attitude he requested AAcharya to take back his magical powers. to this ShriVallabhacharya replied, "I am not aware of any magical powers in me. I had got only one power and that is the name of God. It is quite enough to work wonders by it. I can check all mischievous and evil powers by the use of His name. You should henceforth give up your boast of possessing miraculous powers. Believe only in the power of God and remember, that the use of God's power is not for securing selfish ends but for blessings the poor and the distressed. Promise me that you will not henceforth demonstrate your so-called power to others and then only you will be able to rise from your seat". Kapalika gave him a promise and rose from his seat.

***.....to be continued***

|| ShriGokulesho Jayati ||

# -: The Facts of Pushtimarg – A Questionary:-

## -: Pavitra Dwadashi :-

**Question :**

*Just few days back during the month of Shravana Shukla Paksha, we celebrated 2 Festivals during Ekadasi, and Dwadasi as Pavitra Ekadasi And Pavitra Dwadashi. Please let us know in brief what is the importance of Pavitra Dwadashi (baaras)* ?

**Answer :**

As ShriVallabhacharya accepted scripture as an authority so as He accepted many scriptural traditions, preferably Vaishnava traditions, in the course of ShriKrishna service of Pushti-Bhakti-Sampradaya like: *4 Jayanti, Dolotsava, Hindola, Gangadashahara, Dipavali, Govardhanapujan, Prabodha, Tulasi-vivaha, Raksha-bandhan, Snana-yaatra, Rathayatra, Akshayatrtiya, Pavitra Ekadashi, Pavitra Dvadashi etc.* Some regional festivals that were celebrated in Vraj province like Sanzi etc. and scriptural rites that were practiced by ShriNandarayji are also incorporated in the course of ShriKrishna-service of Pushti-Bhakti-Sampradaya. Among these traditions Pavitra dwadashi is celebrated, even before ShriVallabhacharya promulgated Pushti-Bhakti-Sampradaya, not only in Upasana tradition of Vishnu but in the tradition of Shaiva, Devi, Ganapati etc. also. Consideration behind celebration of Pavitra 12 is shown in the Mantra of making, purifying and offering Pavitra as follows:

**Kriyalopa-vidhan-artham yat tvaya vihitam prabho!**

**Mya etat-kriyate deva tava tushtyai pavitrakam**

means : I am doing this (making Pavitra) for your gratification, which you commanded for the completion of your service, which may be lapsed during the course of year.

**Samvatsarasya yagasya pvitri-karanaya bho!**

**Vishnu-lokat pavitr-adyah agacheha namostu te**

means : To purify sacrifice of the year O Lord! Please be present in this Pavitra from your abode.

**Deva-deva namas-tubhyam grhan-edam pavitrakam**

**Pavitri-karan-arthaya varsha-puja-fala-pradam**

means : O Lord! Please accept this Pavitra that purifies your fruit-giving service.

**Janata-ajanata va pi yat kratam na tava-archanam**

**Kenachid vighna-doshena paripurnam tad-astu me**

means : Please award accomplishment to my service, which I may have lapsed knowingly or unknowingly or because of some obstacles.

Essence of all these sayings is that even though the devotee serves his Lord wholeheartedly, his love and affection towards his Lord compels him to feel that something is still missing. Sometimes mistake also happen, knowingly or unknowingly. This hearts feeling of the devotee. Pavitra, made of 365 threads, is offered to the Lord with the sentiment of confession and regret. Each thread of Pavitra represents each days service of Shri Krishna. This brings some kind of satisfaction or consolation of the accomplishment of service on the part of the devotee; and acceptance and contentment of the service on the part of Shri Krishna.

**Question :**

From Where one can take Brahmasambandh Diksha? And at What Age?

**Answer :**

Ok! for this we will understand in 2 parts. From where one can take Brahmasambandh Diksha, as a 1st part, and at what age one can have a Brahmasambandh diksha?

**From where can one have Brahma-Sambandh Diksha** :- In the Sampradaya, there are two rites generally performed, 'Sharana-Mantropdesh' and 'Aatma-Nivedan'. *The first gives recognition as Vaishnav and second makes one 'Adhikari' (Eligibility) in the Seva Marg (Service of Lord Shri Krishna)*. The first initiation is given by a male-descendant of ShriVallabhacharya by repetition of the Astakshar Mantra in ears of the person and then putting the Tulsi-kanthi (mala) on his/her's neck. The performance of the second inititiation is also compulsorily through a male-descendant of ShriVallabhacharya. Fourth son of ShriVitthalnathji i.e. ShriGokulnathji says in his commentary on Siddhant Rahasya "***Brahmasambandhkaranam naama etanmaargiya-aachaarya-dwaaraa Bhagavan-nivewdanam***" means Brahmasambandh is a Nivedan to Lord ShriKrishna through a Male-Descendant of ShriVallabhacharya. **In both the initiations, age is not to be considered**. It is an accepted belief in the Sampradaya that ShriVallabhcharya alone and after Him His two sons ShriGopinathji and ShriVittalnathji And All seven Sons of ShriVitthalnathji we also call them as ShriSaptacharyas (*ShriGiridharji, ShriGovindji, ShriBalkrishnaji, Sarvada Sevya ShriGokulesh Prabhucharan, ShriRaghunathji, ShriYadunathji, ShriGhanshamji*) alone are the 'Achaaryaas'. And all His descendants, however illustrious, have never claimed anything further than being recognized as "ShriGurudwar". Thus the initiation is believed to be done by ShriVallabhacharya Himself through the instrumentality of His agnate descendants. The surrender is to Lord ShriKrishna in the first initiation, while the dedication is to Lord ShriKrishna in the second initiation. The dedication to Lord ShriKrishna alone and this can be done through ShriVallabhacharya alone, who is considered present (in spirit) at the initiation. **His descendants are all 'Guru-Dwar'**. Thus 'Brahmsabandh' referred to in the present work is to take a vow, in the presence of Acharya or his descendants, that whatever is comprised in 'Aham'(Self conceit) and 'Mama'(Mine) of one is dedicated to God Lord ShriKrishna, and that he is His 'Daasa'(Servant/Slave). ShriAcharyaji also specifies the qualities of such Guru in 'Sarvanirnay Nibandh' as

**Krishna-seva-param vikshya dambhadi-rahitam naram,**

**Shribhagavata-tattvajnam bhajed jijnasur-adarat**





means :- That a Guru who believes himself in divines of Lord's devotional practice (Bhagatwat Seva) and follows ShriKrishna Seva in his own dwelling place, with his own wealth, body, mind and family members without any objectives like desires, grid, honor, money, livelihood etc. and possesses the knowledge of the theme of ShriBhagavat as explained by ShriAcharyaji in his own granthas 'Nibandh' and 'Subodhini' and does not make an instrument of livelihood or any other purpose to Srimad-Bhagavat-kathaa even if at the time of fear of one life. -`Thus He should preache & follow the principle & practice of ShriKrishna Worship according to sayings of ShriAcharyaji, is the right person/Guru to follow respectfully by the devotee. Furthermore, ShriAcharyaji advises as :

**"Tad-abhave swayam waapi moortim kritwaa hareh kwachit,**

**paricharyam sadaa kuryate tatroopam tara cha sthitam"**

means :- if a Guru with above mentioned characteristics is not available them in today's time, a devotee should establish "Gurudom"(Gurutava) in ShriVallabhacharyaji himself and venture for ShriKrishna worship. In such a circumstances where descendants of ShriVallabh does not possesses the above virtues, ShriHarirayji Charan says that one should insist to take diksha only from those descendants of ShriVallabh who preaches according to the principles of ShriVallabhcharya only and whose mind has not been polluted due to bad company or any other worldly affairs. Here these preaching of ShriVallabhacharya only are considered like a **Guru**. Putting together these statements we can easily understand how the idea of Shrimadacharya's presence was always considered necessary at the time of initiation. ShriVallabh's descendants even to this day initiate their pupils not in their own name and responsibility, but in the name and responsibility of ShriVallabh. At what age can one have a Brahsambhandh Diksha. *Age is not to be considered as a criteria for these two diksha i.e. Nam and Nivedan Diksha*. The necessary qualification of the initiated is **'Bhagavat-Kripa'**, which can be inferred from one's inclination towards the Bhagavan-Marg. Thus the **'Kripa-yukta'** soul has to dedicate his everything to Lord ShriKrishna through Shrimadacharya ShriVallabhacharya, and proclaim himself as the **'Daas'** of ShriKrishna. As such all souls are the fraction of super spirit and so all of them are his natural follower, still all souls are not in a position to offer devotion /service to Lord. Only those who are selected by him as divine souls, are able to follow a divine path, not all as explained in Bhagawat Geeta, by Lord as "**Dvoubhutasargo Lokesmin daiv aasur evacha**". Amongst these divine souls, the selected ones by God in the path of devotion, only can offer devotional Sevaa. That is why ShriAcharayaji states in 'Pushti-Pravah-Maryada' as "**Bhaktimaargasya Kathanaat Pushtirastiiti Nischaya**" means From the scriptural teaching of the path of devotion which is not caused by desire for achieving any of the worldly rewards like money, fame, comforts or other-worldly rewards like heavenly pleasure but it is an unconditional love for God, then it is a certain that there is grace. Thus it established that Pushti Sect is different from other divine sect. Therefore we can say that any body can be admitted in to Pushti Sect but not everybody. ShriAcharyaji clarifies this aspect in 'Sarvaniryana Nibhanadh' as *"Param atra na sarveshaam Phalmukhadhikaar, Kintu yeshu Bhagawat kripa, Kripaa Parigyaanam cha maargruchyaa Nishchiyate"*

means :- Why everybody is not following Pushti-Bhakti-Marga because those who are graced by God, only can perform Lord's Bhakti/devotion. And the interest/liking in Pushti-Bhakti-Marga in any soul, is the

parameter to identify the grace showered on that soul by Lord. So without God's grace, interest can not be developed in Pushti-Bhakti-Marga.

In this path a person's liking and his loyalty is judged by his outside appearance like dresses, languages, behavior etc. That means, anybody who is always found sporting Tilak, Tulsi necklace and wearing dress of Pushti-bhakta, speaking only absolute refuge in ShriKrishna with total love and affection, singing the divine songs in private and in a company, having liking for Seva in privacy and behaves according to doctrines of Pushti-Bhakti-Marga, can be safely accepted as a person with liking in Pushti Bhakti path. So only that who has liking for Pushti Bhakti and wishes to serve ShriKrishna, should approach the right teacher of the sect and get himself initiated in the sect after taking two Dikshas (Nam and Nivedan) i.e. one to get admission (to surrender oneself to God) and second (to dedicate fully to God) to perform Krishna Seva. Thus after initiation one has to follow rules and regulations otherwise he is stripped off from the benefits/eligibility derived from these dikhshas. Thus according to the tenets of ShriVallabhacharyaji, if Guru gives these two dikshas to a person without checking his liking and preparedness, in terms of accepting ShriKrisnha as his refuge and willingness to serve God as ShriKrishna in his own house with total dedication, then such an act destroys Guru himself as per a commentary of ShriPurushottamji on 'Jalabhed' Granth of ShriAcharyaji. On the same way, if a person takes these dikshas without faith on it in terms of taking refuge of Lord Krishna alone and serve God in his house, he is stripped off from all the benefits/eligibility derived from these dikhshas.

**At what age one can have a Brahmasambandh diksha** :- It has been made clear from the 1st query regarding age too. But the minimum criteria for a Jeev to initiate for Margiya Diksha in our ShriChaturthPeeth is minimum 10 Yrs of age.

**Question :**

Now a days, many of the vaishnavas families stays abroad to India, and many young vaishnavas are being away from India since birth, Had no touch with the tradition-culture of our India. But are living in a multicultural environment, hence they are forced or are themselves adopting the habits of other cultures. But they from traditionally Vaishnava family, their parents, grand-parents still had the influence of performing seva of Lalan at ther house, even abroad to India. And so many families even today are strictly Vegeterians. Many youngsters also had taken the Margiya Diksha from regular padhramanis of many ShriVallabh Vanshaj Balaks in Abroad. What should the youngsters do after taking Margiya Diksha? Because most are not aware of the daily rituals to be carried off. Simply some just do the Aashray Pad and sings the today's Bhajans, listening through the Audio Systems. What else these young Vaishnavas could make themselves a True Pushtimargiya Vaishnavas and a true follower of Pushti-Margiya Religion?

**Answer :**

We might had seen a signboard on a roadside quiet often : Stop Watch Go. What does it intends to convey? **Stop means**: be free from all engagements so that you can think about anything else serious-mindedly. **Watch means**: ponder over yourself, the way you are going to proceed, result you meet, prepare





yourself to proceed etc. And **Go means**: proceed (after considering above cautions only). People often neglect such indications in the haste of achieving privilege without having sense of responsibility that accompanies such prerogatives. This negligence falsifies the very purpose of the privilege. Similar is the position of hundreds and thousands of Vaishnavas across the world. They have achieved an invaluable privilege in the form of Diksha of Sharan & Brahmasambandha Mantras. However, they do not have even a little knowledge of the duties, which are to be exercised in order to avail such privilege. This is very unfortunate for disciple, Guru and Sampradaya as a whole. This is not the answer of the asked question. This is just for knowledge about the prevailing condition. Answer of asked question follows as under. According to the principle of Pushti Sampraday, Initiation of Brahmasambandha is a formal permission to the disciple to perform service of ShriKrishna from the side of Guru, whereas from the side of disciple, its a solemn personal commitment to dedicate oneself along with all his belongings in the service of ShriKrishna. Therefore, ideally, it is not sensible to obtain Brahmasambandha until one could not do justice to his duties. But, if somebody has all ready obtained Initiation and also wishes to fulfill his obligations that he promised before Guru to the God at the time of obtaining Initiation, similar to you, then following is the list of duties that ShriVallabhacharya would give by following which one could become a better Vaishnav :-

→ Recite Diksha-Mantras i.e. Sharan (Astakshar Mantra) & Brahma-sambandha.

→ Recite the sacred writings such as Sodash-Grantha, ShriSarvottama-Stotra, ShriPurusottama-Sahasranama-Stotra etc. of ShriVallabhacharya and of other Acharyas of the sect.

→ Study deeply and/or revise all the above works from, preferably, ones own Dikshadata ShriGuru or from any other learned Acharya or followers.

→ Study ShriBhagavat-Purana, in order to attain comprehensive knowledge of Bhagavan ShriKrishna.

→ Study daily before you go to bad the literature regarding the life of the disciples of ShriVallabhacharya and ShriVitthalanathaji, known as "84 Vaishnava-Varta" and "252 Vaishnava-Varta" And ShriChaturthkumar ShriGokulnathji, known as “78 Bhagwadiyana Charitra”.

→ Must stop all those practices at once such as worship of other gods and goddesses (Any-ashraya), keeping bad company (Dust-sanga) etc., which goes against the principles and the objects of Pushti-Marga. (Unexceptionally, these are the life-time duties for the followers of the path of Resort and Devotion, both).

And in addition to this, when your home is being blessed by the presence of ShriKrishna Himself then its no to ask, its to act. In the words of ShriVallabhacharya: Just as parents, out of attachment to her, do not send their daughter to her husband, even though she is full-grown and the husband is displeased. So you must avoid that in the matter of your body, or your husband (ShriKrishna) will be displeased. (Antah-karana-prabodha) Therefore, ShriVallabhacharya says:

:) The devotee should worship the lord of Vraj at all times, with total love with every sentiment. For this alone is his rule of life; never and in no circumstance is there any other.

:) In this way, as is well known, the Lord himself will always do whatever deeds to be done, since He is all-powerful. Consequently, the devotee should be free from anxiety.





:) If devotee has, with his whole being, held the Lord of sacred Gokul in his heart, then tell me: what greater then that can be found by following worldly norms or even Vedic observances?

:) Therefore, the devotee must never stop remembering and worshipping with his whole being the feet of the Lord of Gokul. This is my belief.

This is all that has been preached by the very proclaimer of Pushti Sampraday. By pondering over them and your state, it is advisable for you to pay your attention moreover first six steps at present. Side by side, do take part in the Seva under the guidance of your parents.

**Question :**

Why do we not offer Brinjal during Chaturmas to our ShriThakorji?

**Answer :**

The 11th day of the bright half of Ashadh is known as Shyani Ekadashi (Dev-Podhi Ekadasi). It is the beginning of Chaturmaas, the four auspicious monsoon months, which are full of festivals and celebrations. At the end of this festive period comes Prabodhini Ekadashi (i.e. after dipavali – dev-uthi ekadasi), a sacred day on which Vishnu awakens again to take control of the cycle of the universe.

THE SIGNIFICANCE OF CHATURMASYA VRAT :- Once, on being asked by Narad about the importance of Chaturmasya, Brahma said : Chaturmasya is the period of four months during which lord Vishnu is believed to take rest in ksheer-sagar. So quite naturally, all the oceans, rivers and ponds are believed to attain divinity due to the presence of Lord Vishnu in ksheer-sagar during this period. This is the reason why great importance has been attached to taking holy bath during this period. All the deities are believed to dwell within Lord Vishnu during this period. Going on pilgrimage to holy places and taking holy dips in rivers bestow indescribable virtues.

IMPORTANCE OF ABSTINENCE DURING CHATURMAS: Continuing with the importance of austerities observed during Chaturmas, Brahma said : “Human beings are bundle of desires and long for worldly things. So, there is a great importance of abstinence and forsaking things, which one is very fond of”. Therefore, in Puranas, including Ringan (bringle), many things are suggested for forsaking, sect etc.

*<< questionary source : www.pushtimarg.net faq section. >>*

*collection:- das gopal, jai jai shrigokulesh parivaar, baroda.*

# ** ShriGokulnathki Jai **

વર્ષ ૩ અંક ૫ ભાદરવા સુદ ૧૧, ૨૦૬૫

# દાન લીલાનો પદ

## રાગ બિલાવલ

તુમ નંદમેહેરકે લાલ મોહન જાન હૈ ।।

રાની જસુમતિ પ્રાન આધાર ।।

મોહન જાન હૈ ।। શ્રીગોવર્ધનકી શિખરતેં મોહન દીની ટેરા ।।

અંતરંગસો કહર હૈ સબ ગ્વાલિની રાખૌ ઘેર ।। નાગરી દાન દૈ ।। ૧ ।।

ગ્વાલિન રોકી ના રહેં ગ્વાલ રહે પચહાર ।।

અહો ગિરિધારી દૌરિયો સો કહ્યો ન માનત ગ્વાર ।। ૨ ।।





# શ્રીગોકુલેશ પાઠશાળા

શ્રીદાન એકાદશી (પરિવર્તિની એકાદશી વ્રત)